# सत्यनारायणनी कथा.



આ ટીબાચો બાબુ પ્રીન્ટીં પ્રેસમાં છાપ્યા છે રીચીરોડ-અમદાવાદ

# (વાંચો) સચિત્ર ધામીક પુસ્તકો

નરસીહ મહેતો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
મીરાંબાઇ ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
રામલીલા ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
વીણાવેલી ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-૧૦-૦
સતિ દ્રૌપદી સંપુર્ણ
સચિત્ર ૦-૧૦-૦
મદાલસા ભાગ ૧-૨ સંપુર્ણ
સચિત્ર કી ૦-૧૦-૦
રાજ કઠીઆરો સંપુર્ણ
સચિત્ર ૧-૪-૦
રક્ષક કે ભક્ષક ? ૦-૧૦-૦
સતિ સીતા સચિત્ર ૦-૧૦-૦
પતિનારાયણ વ્રત
સચિત્ર ૦-૬-૦
સત્યનારાયણની કથા
સચિત્ર ૦-૬-૦

સત્યવાદી હરિશ્ચંદ્ર
સચિત્ર ૦-૮-
કામલત્તા સચિત્ર ૦-૮-
ચિતોડનો કરણ સચિત્ર
કી ૦-૮-
પ્રતાપી પ્રમિલા સચિત્ર
કી ૦-૮-
રૂપિરાજના પદ સચિત્ર
કી ૦-૮-
ચતુર સ્ત્રી વિલાસ
ગરબાવળી (લગનના ગ
સાથે) સચિત્ર ૦-૮
જુલમી જનેતા યાને પરિવ
સચીત્ર ૦-૧૦
હિંદુ સંસાર સચિત્ર ૦-૧૦
જીવતી ચુડેલ સચિત્ર ૦-૮
રાજા હરિશ્ચન્દ્ર કવિતામા
સચિત્ર ૦-
ઓડાણો ભાગ ૧-૨
સચિત્ર દરેકના ૦-
પવિત્રકુમાર સચિત્ર ૦-૧૦

# અથ શ્રીસત્યનારાયણની પૂજાની વિધિ. Reg No 104

## પૂજામા ઉપયોગી સામગ્રી

સત્યનારાયણની પૂજા કરનાર ગૃહસ્થે શ્રીસત્યનારાયણની પૂજા માટે નીચે પ્રમાણે સામગ્રી કરવી – મંડપ માટે કેળના થાભલા, મંડપની આસપાસ બાધવા માટે આમાના પાદડાનુ તોરણ, પીપળો, ઉંબરો, વગેરે પાચ જાતના વૃક્ષના પલ્લવો, ગોળ, નૈવેદ્ય માટે, લક્ષ્મી તથા સત્યનારાયણની સુવર્ણ મુર્તિ, તાબાનો કળશ, પંચપાત્ર, તરભાણુ, આચમની જનોઈના બે જોટા, પાચ જાતના રત્નો તરીકે સુવર્ણ મુદ્રા, રૂપાનાણુ અથવા તો નામાનાણુ વસ્ત્ર તથા ઉપવસ્ત્ર, ચાખા, ઘઉ, કુંકુમ, અબીલ ર્વા, ગુલાલ, પંચોષધિ, ધુપ પુષ્પો, હળદરના ગાઠીઆ, નાડુ, એક હજાર ને એક તુલસીદલ, નાળીયેર, પાન સોપારી, પાવલાના પૈસા, કેળા વગેરે ફળો, પુષ્પની બે માળા, રૂમાલ, દૂધ, દહી, ઘી, મધ તથા સાકર પુણ્યાહવાચન માટે એક ત્રાબાનો કળશ, શ્રીલક્ષ્મીનારાયણને પધરાવવા માટે બાજઠ, નૈવેદ્ય માટે સવા શેર ઘી, સવા શેર સાકર, સવા શેર દૂધ, સવા શેર ઘઉનો રવો તથા સવા શેર કેળા, આ પ્રમાણે સવ સામગ્રી કરવી કે જેથી સત્યનારાયણ દેવની પૂજામાં વિઘ્ન આવે નહિ નમસ્કાર કર્યા પછી બે હાથ જોડાવી નિચેના આચાર્યે મંત્રો બોલવા

ॐ श्रीमन्महागणपतये नम श्रीगुरुभ्यो नम । श्रीलक्ष्मीनारायणाभ्या नम श्रीकुलदेवताभ्योनम श्रीइष्टदेवताभ्यो नम. श्रीग्रामदेवताभ्यो नम । श्रीसर्वेभ्यो ब्राह्मणेभ्यो नम ।

ॐ सुमुखश्चैकदन्तश्च कपिलो गजकर्णकः ॥ लम्बोदरश्च विकटोविघ्ननाशो विनायक ॥१॥ धूम्रकेतुर्गणाध्यक्षो भालचंद्रो गजानन द्वादशैतानि नामानि य पठेच्छृणुयादपि॥२॥ विद्यारंभे विवाहे च प्रवेशे निर्गमेतथा ॥ संग्रामे सकटे चैव विघ्नस्य न जायते ॥३॥ शुक्लाम्बरधर देव शशिवर्ण चतुर्भुज ॥ प्रसन्नवदनं ध्यायेत्सर्वविघ्नोपशान्तये ॥४॥ अभीप्सितार्थसिद्ध्यर्थं

पुजितो य सुरासुरै ॥ सर्वविघ्नहरस्तस्मै गणाधिपतये नम ॥ ॥५॥ वक्रतुंड महाकाय सूर्यकोटिसमप्रभं ॥ निर्विघ्न कुरुमे देव सर्वकार्येसु सिद्धिद ॥६॥सर्वमगलमागल्ये शिवे सर्वार्थसाधिके॥ शरण्ये त्र्यबक गौरि नारायणि नमोस्तु ते॥७॥ लाभस्तेषा जयस्तेषा कुरुतेषां पराजय ॥ येषामिन्दीवरश्यामो हृदयस्थो जनार्दन ॥८॥ सर्वेष्वारम्भकार्येषु त्र्यस्त्रिभूधनेश्वरा ॥ देवा दिशंतु न सिद्धि ब्रह्मेशानजनार्दना

## પૂજાનો વિધિ.

अत्राद्य महामागल्यफलप्रदे मासोत्तमे मासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे अमुकनक्षत्रे ॥ ममसकल दुरितोपशमन सर्वापच्छांतिपूर्वकसकलमनोरथसिद्ध्यर्थं यथासपादितसाम्या गणेश गौरिवरुणब्रह्मादिविष्णुरुद्रलक्ष्मीसूर्यादिनवग्रहदेवतेंद्राद्यष्टलोकपाल देवता पुजनपुर्वकमगीकृत श्रीसत्यनारायणपुजन तथा तत्कथाश्रवणमह करिष्ये ॥ तदगीभूतमासनादिकश्शाराधन च करिष्ये ॥ એમ ભણીને હાથમાનુ જળ પૃથ્વીપર નૂકવુ સકલ્પ થઈ રહ્યા પછી યજમાને બે હાથ જોડીને પૃથ્વી દેવીની આરાધના કરવી. पृथ्वित्वया धृतालोका देवित्वं विष्णुना धृता ॥ त्वच धारयमा देवि पवित्र कुरु चासनम् ॥ આ મત્ર ભણીને પોતાના આસનપર પાણી છાટવુ તથા આસપાસની ભૂમિપર પણ પાણી છાટવુ તે પછી હાથમા ચોખા લઇને નીચેનો મત્ર ભણતા ભણતા તે ચોખા ચારે દિશાઓમા નાખવા

अपसर्पन्तु ते भूता ये भुता भुमिसस्थिता ॥ ये भुताविघ्नकर्तारस्ते नश्यन्तु शिवाज्ञया ॥ १ ॥

## ગણપતી પૂજન

પછી તેમા દક્ષિણા નખાવવી પછી તે કળશમાથી થોડુ પાણી પચપાત્રમા લેવુ અને હાથમા જળ લઇને ગણપતિના પૂજા કરવી. ચોખાની કે ઘઉની ઢગલીપર એક તાબુલ ઉપર ગણપતિની મૂર્તિ કે.

સોપારીને પધરાવવી रम्यं सुशोभन दिव्य सर्वसौख्यकर शुभम् ॥ आसन च मया दत्तं गृहाण परमेश्वर ॥ ગણપતિના સમીપ આસનાર્થે પુષ્પ અર્પણ કરવા श्रीसिद्धसहितमहागणपतयेनम • पाद्यो पाद्यहस्तयोरर्ध्यंच समर्पयामि ॥ ગણપતિ દેવને પાદ્ય તથા અર્ધ્ય અર્પણ કરવા સ્નાન કરાવ્યા પછી नवभिस्तंतुभिर्युक्त त्रिगुण देवतामय ॥ उपवीत मया दत्त गृहाण परमेश्वर ॥ ઉપવીત પહેરાવવુ श्रीखड चदन दिव्य गधाढ्य सुमनोहरम् । विलेपन सुरश्रेष्ठ चदन प्रतिगृह्यताम् । ચદન ચડાવવુ अक्षताश्च सुरश्रेष्ठा कुकुमाक्ता सुशोभिता । मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर । અક્ષત ચડાવવા माल्यादीनि सुगधीनि मालत्यादीनि वै प्रभो ॥ मयाहतानि पूजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् । પુષ્પો ચઢાવવા दुर्वाकुरान्सहरितानमृतानमङ्गलप्रदान् । आनीतास्तव पूजार्थं गृहाण गणनायक । દૂર્વા ચઢાવવી हरिद्राकुकुम चैव सिंदूरादि समान्वितम् । सौभाग्य द्रव्यसयुत गृहाण परमेश्वर । સૌભાગ્ય દ્રવ્ય ચઢાવવા

वनस्पतिरसोद्भुतो गधाढ्यो गध उत्तम आघ्रेय सर्वदेवानां धूपोय प्रतिगृह्यताम् । ધુપ કરવો साज्य वर्तिसयुक्त वन्हिना योजित मया । दीप गृहाण देवेश त्रैलोक्यतिमिरापह દીપક પર પુષ્પ ચઢાવવા शर्कराखडखाद्यानि दधिक्षीरघृतानि च ॥ आहार भक्ष्यभोज्य च नैवेद्य प्रतिगृह्यताम् ॥ નૈવેદ્ય ધરવુ पुगीफल महाद्दिव्य नागवल्लीदलैर्युतम् ॥ फलादि चूर्णसयुक्तताम्बूलप्रतिगृह्यताम् ॥ પાન, સોપારી વિગેરે અર્પણ કરવા

इद फल मयादेव स्थापित पुरतस्तव ॥ तेन मे सुफलावाप्तिर्भवेज्जन्मनिजन्मनि । શ્રીફળ અર્પણ કરવુ हिरण्यगर्भगर्भस्थ हेमबीज विभावसो अनतपुण्यफलदतम शाति प्रयच्छ मे ॥ ગણપતિના સન્મુખ દક્ષિણા ધરવી

**कर्पुरकं महाराज रसोद्भुत च दीपकम । मगलार्थंमहीपाल सगृहाण गणेश्वर ॥** આરતી કરવી **यानि कानि च पापानि** ગણપતિની પ્રદક્ષિણા કરવી અને પછી **त्वा विघ्नशत्रु दलनेति च सुदरेति भक्तप्रियेति वरदेति सुखप्रदेति । विद्याप्रदेत्यघरेति च पे स्तुवन्ति तभ्यो गणेश वरदो भव नित्यमेव ॥** પુષ્પો ગણપતિના ચરણમા અર્પણ કરી મસ્તક નમાવીને પ્રણામ કરવા

## અભિષેક કળશનું પૂજન.

તે પછી યજમાને પોતાની સન્મુખ ચોખાની ઢગલી કરી તેના ઉપર તાંબાનો કળશ સ્થાપન કરીને **हेयरूप्यादि स भूत ताम्रज सुदृढनवाकलशाधौतफल्माश छिद्रवर्ण विवर्जितम् ॥** કળશની પ્રાર્થના કરવી **जीवन सर्वजीवाना पावन पावनात्मकम् । बिज सर्वौषधिना च तज्जलपूरयाम्यहम** કળશમા પાણી ભરવું **सुत्र कार्पाससभूत ब्रह्मणा निर्मित पुरा । येन बद्ध जगत्सर्वं वेष्टन कलशस्य च ।** કળશને કંઠે મંત્ર વીંટવુ **देवेभ्य पुरतोजातादेवेभ्यस्त्रियुग पुरा शत तनु च यावभुजीवन जीवनायच ॥** કળશમા સર્વૌષધિ નાખવી **दुर्वेह्यमृतसपन्ने शतमूलशताकुरे । शतपातक सहर्त्री शतमायुष्यवर्धनि ।** પાણીના કળશમા દર્વા નાખવી **अश्वत्थोदुबरप्लक्षचतन्यग्रोधपल्लवा पचनगादि प्रोक्ता सर्वकर्मसु शोभना ॥ विविध पुष्पसजातदेवाना प्रीतिवधनम् क्षिप्त यत्कार्यसभुत कलशे निक्षिपाम्यहम** પાચપલ્લવા તથા પુષ્પો કળશમા નાખવા **धान्यौषधिमनुष्याणा जीवनपरमस्मृतम् क्षिप्त यत्कार्थसभुत कलशे प्रक्षिपाम्यहम् ।** કળશમાં ધાન્ય પ્રક્ષેપ કરવો **पुगीफलमिद दिव्य पवित्र पापनाशनम् । पुत्र पौत्रादिकफल कलशे निक्षिपाम्यहम् ।** કળશમા સોપારી નાખવી **हिरण्यागर्भ** કળશમા દક્ષિણાર્થે સુવર્ણ અથવા તો રૂપાનાણુ નાખવુ **कनक कुलिश निलं पद्मराग च मौक्तिक । पतानि पच रत्नानि कलशे निक्षिपाम्यहम** પાચ રત્નો અને તેને અભાવે રૂપાનાણુ યથાશક્તિ નાખવુ **તે પછી**

હાથમા અક્ષત લઇ **नमो नमस्ते स्फटिक प्रभाय सुश्वेतहाराय सुमंगलाय । सुपाशहस्ताय झषासनाय जलाधिनाथाय नमो नमस्ते । वरुणमावाहयामि** હાથમાના અક્ષતો કળશ ઉપર છાટવા તે પછી **वरुणाय नम** એમ બોલી ચન્દન પુષ્પ, ધુપ, દીપ નૈવેદ્ય, ફલ, મુખવાસ, તાંબુલ દક્ષિણા વગેરે વરૂણ દેવની પાસે તે પદાર્થોના નામની સાથે **समर्पयामि** એમ કહીને મુકવા છેવટે **अनया पुजया सांग सपरिवारा वरुणदेव प्रीयताम्** એમ કહીને હાથમાનુ પાણી જમીનપર મુકવુ તે પછી કંકુથી હાથ ખરડી કળશ ઉપર નાળીયેર મુકીને કળશ હાથવડે જમણા ખભા તરફ ઝાલી રાખવા યજમાને તે કળશ હાથમા રાખતી વખતે ઉભડક થઈ પૃથ્વીપર ઘુંટણ ટેકીને બેસવુ અને પોતાના પુરોહિતના તરફ જોઇને કહેવુ કે **भोब्राह्मणा मह्य सकुटंबिने महाजनान्नामस्कुर्वाणाय आशीर्वचनम प्रेक्षमाणाय अस्य कर्मण पुण्याह भवन्तो ब्रुवन्तु** એટલે પુરોહિતે તેના ઉત્તરમા ત્રણવાર કહેવુ કે **पुण्याह पुण्याह पुण्याह** ફરીને યજમાને કહેવુ કે **भो ब्राह्मणा मह्य म० अस्य कमण कल्याण भवतो ब्रुवन्तु** એટલે પુરોહિતે **कल्याणम्** એ પદ ત્રણવાર બોલવુ ફરીને યજમાને કહેવુ કે **भो ब्राह्मणा मह्य म० अस्य कर्मण ऋद्धि भवती ब्रूवतु** એટલે પુરોહિતે **कर्म ऋध्यताम्** એમ ત્રણવાર કહેવુ ફરીને યજમાને કહેવુ **ब्राह्मण मह्य म० अस्य कर्मण स्वस्ति भवतो ब्रूवतु** એટલે પુરોહિતે **स्वस्ति** એમ ત્રણવાર કહેવુ ફરીને યજમાને કહેવુ કે **भो ब्राह्मणा अस्य कर्मण श्रीरस्त्विति भवतो ब्रूवतु** એટલે પુરોહિતે **अस्तु श्री** એમ ત્રણવાર બોલવુ

પછી પુરોહિતે યજમાન અને યજમાન પત્નીને પેલા મંગળ કળશના જળવડે અભિષેક કરવો અને તે વખતે યજમાન પત્નીને યજમાને ડાબે પડખે બેસાડવી અને નીચેના મંત્રોથી કળશમાના પાણીવડે યજમાન અને યજમાનની પત્નીપર જળનો અભિષેક કરવો **भग ते वरुणो राजा भग सूर्यो दिवाकर ॥ भगमींद्रश्च वायुश्च भग सप्तर्षयो दधौ ॥ यत्ते केशेषु दौर्भाग्य सीमन्ते यच्च मूर्धनि। ललाटे कर्णयोरक्ष्णेरापो निघ्नन्तु ते सदा ॥**

## શ્રી સત્યનારાયણનો પૂજન વિધિ

યજમાને હાથમા જલ લઇ **अद्यादेत्यादि** પુર્વની પેઠે બોલીને **अस्यामुर्तै अगप्रत्यगसविसमुत्पन्नआतपाग्निसयोगजनितदोष-परिहारार्थं अग्न्युत्तारणमह करिष्ये ।** એ રીતે સકલ્પ કરી મુર્તિને ઘી લગાડીને તેની ઉપર પાણીની ધારા કરવી, લક્ષ્મીનારાયણની મુર્તિને હાથમા લઇ **आं ह्रीं क्रीं य र ल व श ह ळ क्ष ह स सोह ॥** આ મુર્તિમા પ્રાણ આવો ! **आ ह्री हस सोह ॥** આમા જીવનો સંચાર થાવ ! **आ ह्री हस सोह ।** એમ કહીને આમા સર્વે ઇંદ્રિયો વાસો થાવ ! એમ કહેવુ તે પછી '**श्रीनाताकार**' એ મત્રે કરીને શ્રીલક્ષ્મીનારાયણનુ ધ્યાન કરવુ અને નીચેના મત્રથી આવાહન કરવુ–**आवाहये त्या गरुडोपरिस्थित रमार्द्धदेह सुरराजवदिजम् ॥ कसातक चक्र-गदाब्जहस्त भजामि देव वसुदेवसूनुम** એ મત્ર નારયણનુ આવાહન કરવુ **सिंहासने रत्नमये सुदेव हेमाभपीताशोभमाने । कृपा-निधे केशव विश्वमुर्ते स्थिरोभवास्मिन मम यज्ञासिद्धयै ॥** એ મત્ર ભણીને આસન તથા પાદ્ય અપણ કરવા **सुवर्णपात्र यमुनाजल च गधाक्षतै पुण्यतमैश्चयुतत् ॥ मयानित पाद्यमिद गृहाण भो जानकीनाथ नमोनमस्ते ॥** એ મત્ર ભણીને પાદ્ય અર્પણ કરવુ **सुनिमल जन्तुपद्माब्दिनिर्मित गधादियुक्त महद्भु च ॥ निवेदत विश्वगुरो तवाय गृहाणह्यर्घ्य भगवन्नमस्ते ॥** આ મત્ર ભણીને અર્ઘ અર્પણ કરવા **भो पुण्यकीर्तेश्वर विश्वबाहो ब्रह्मादिभि पूजितपादपद्म । गृहाण देवेश मया निवेदितमाचमयता विश्व विनोद विष्णो** એ મત્ર ભણીને આચમન આપવુ

તે પછી **सुस्वादुनानिरुच्येन गव्येन पयसा विभो ॥ स्ना-नाय ते महाभक्त्या गृहाण पुरुषोत्तम ।** આ મત્રભણીને દુધથી સ્નાન કરાવવુ પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવુ **चद्रमडलसकाश सर्वदेवप्रिय दधि स्नापनार्थं मया दत्त प्रत्यर्थं प्रतिगृह्यताम् ।** એ મત્ર ભણીને દહીંથી સ્નાન કરાવવુ અને પછી શુદ્ધ જળથી સ્નાન

કરાવવું, **घृतकमसमायुक्त घृतयोने घृतप्रिये ॥ घृताभुक घृतधारानि घृत स्नानाय गृह्यताम् ॥** આ મંત્ર ભણીને ઘીથી સ્નાન કરાવીને પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું **मधुरुपो वमतस्त्व त्वमेव सर्वदा॥विभो मधुसुदनसप्रीत्यै मधुस्नानाय गृह्यताम्॥** એ મંત્ર ભણીને મધથી સ્નાન કરાવી પછી શુદ્ધ જળથી સ્નાન કરાવવું **शार्कराद्यैः सयुक्त॥**એ મંત્ર ભણીને શર્કરાથી સ્નાન કરાવવું અને પછી શુદ્ધ જલથી સ્નાન કરાવવું તે પછી શ્રીલક્ષ્મીનારાયણ ઉપર પુરૂષ સુક્તથી અથવા તો વિષ્ણુ સુક્તથી જળવડે અભિષેક કરવા અભિષેક કર્યા પછી **वेदसुक्त समायुक्ते यज्ञसाण समन्वितौ सर्ववर्गप्रदेव वाससी प्रतिगृह्यताम् ॥** એ મંત્ર ભણીને શ્રીલક્ષ્મીનારાયણને વસ્ત્ર પહેરાવવા **ब्रह्माविष्णुमहेशैश्चर्निर्मित ब्रह्मसुत्रकम्।यज्ञोपवितदानेनप्रीयता कमलापति ॥** આ મંત્ર ભણીને યજ્ઞોપવીત પહેરાવવું **श्रीखडचंदन दीव्य गधाढयसुमनोहर ॥ विलेपन सुरश्रेष्ठ चदन प्रतिगृह्यताम्** એમંત્ર ભણીને ચંદન ચઢાવવું **हरिद्रारजिता देवी परसौभाग्यदायिनी अतस्त्वा पुजयिष्यामि गृहाणपरमेश्वरी ॥** એ મંત્ર ભણીને લક્ષ્મીજીને હરિદ્રાચઢાવવી **कुकुम कामद दिव्य कामनाकामसभवम्। कुकुमेनार्चितो देवि गृहाण परमेश्वरी॥**એ મંત્રવડે કુંકુમ ચઢાવવું **अक्षताश्च सुरश्रेष्ठा कुकुमाक्ता सुशोभिता। मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर** એ મંત્ર ભણીને અક્ષત ચઢાવવા **मल्लिकादि सुगधीने मालत्यादानि वै प्रभो। मयाहतानि पुजार्थं पुष्पाणि प्रतिगृह्यताम् ॥** એ મંત્ર ભણીને શ્રીસત્યનારાયણને પુષ્પો ચઢાવવા તે પછી વિષ્ણુના સહસ્રનામવડે શ્રીનારાયણ ઉપર એક હજાર તુલસીદલ ચઢાવવા તુલસીદલ ચઢાવ્યા પછી **वनस्पतिरसोदभुतो गधाढयो गंधउत्तम । आघ्रेय सर्वदेवाना धूपाय प्रतिरगृह्यताम् ॥** એ મંત્રવડે ધુપ કરવો **साज्यं च वर्तिसयुक्त वह्निना योजित मया ॥ दिपं गृहाणदेवेश त्रैलोक्यतिमिरापहम् ॥** એ મંત્ર ભણીને દીપક અર્પણ કરવો **घृतपक्व हविष्यान पासय च सशर्करा॥कदलीदुग्धसयुक्तं**

नैवेद्यप्रतिगृह्यताम्। એ મંત્રવડે શીરાનુ તથા ફળનુ નૈવેદ્ય અર્પણ કરવુ તે પછી હાથ અને મુખ પ્રક્ષાલન કરાવીને નીચે ।। મંત્રથી સત્યનારાયણ દેવને આચમન કરાવવુ लवंगकर्पुरसंयुक्तं तांबुलं सुरपुजितम् प्रीत्या गृहाण देवेश मम सौख्यं विवर्धय। એ મંત્ર ભણીને તાંબુલ અર્પણ કરવુ हिरण्यगर्भगर्भस्थ એ મંત્ર ભણીને તેમની સમીપદક્ષિણા મુકવી इदंफलं मया देव स्थापितं पुरतस्त्व ॥ तेन मे सुफलावाप्तिर्भवेज्जन्मनि जन्मजन्मनी ॥ એ મંત્ર ભણીને શ્રીસત્યનારાયણદેવના ચરણારવિંદમા શ્રીફળ અર્પણ કરવુ चतुर्वीतसमायुक्तं घृतेन च सुपुरितम् ॥ नीराजनेन संतुष्टो भवत्येव जगत्पति । એ મંત્રથીતેમની આરતી કરવી તે પછી यानि कानि च पापानि जन्मांतर कृतानि च ॥ तानि तानि विनश्यन्ति प्रदक्षिणपदे पदे ॥ એ મંત્ર ભણતા ભણતા શ્રીસત્યનારાયણ દેવની પ્રદક્ષિણા કરવી તે પછી બન્ને હાથમા પુષ્પ લઇને નીચેના મંત્રથી પુષ્પાંજલિ કરવી विद्याबुद्धिधनैश्वर्यं पुत्रपौत्रादिसंपद ॥ पुष्पांजलिप्रदानेन देहिमे इप्सितं वरम् ॥ આ રીતે પુષ્પાંજલી થઇ રહ્યા પછી બે હાથ જોડીને નીચે પ્રમાણે પ્રાર્થના કરવી–यन्मया भक्तियुक्तेन पत्रं पुष्पं फलं जलं। निवेदितं च नैवेद्यं तद्गृहाणानुकंपया। मंत्रहीनं क्रियाहीनंभक्तिहीनं जनार्दन। यत्पुजितं मया देव परिपुर्णं तदस्तुमे। अमोघ पुंडरीकाक्ष नृसिंह दैत्यसूदन हृषीकेश जगन्नाथ वागीशवरदायक। गुणत्रय गुणातीत गोविंद गरुडध्वज।जनार्दन जनातीत जानकीवल्लभ हरि। प्रणमामि सदा भक्त्या नारायणमतं परम्॥ दुर्गमे विषमे घोरे शत्रुभिः परिपीडिते।विस्तारस्त्र सर्वेषु तथा निष्टफलेषु चा नामान्येतानि संकिर्त्य ईप्सितं फलमाप्नुयात।सत्यनारायण देव वदेह कामदं प्रभु। लीलायावितत विश्वं येन तस्मै नमोनमः ॥

॥ इति श्रीसत्यनारायण पुजा समाप्त ॥



# अथ श्रीसत्यनारायणनी कथा.

## અધ્યાય ૧ લો.

॥ ऋषय ऊचुः ॥

एकदा नैमिषारण्ये ऋषयः शौनकादयः ॥
पप्रच्छुर्मुनशः सर्वे सूतं पौराणिकं खलु ॥१॥

અયોધ્યાની સમિપે નૈમિશારણ્યમાં રહેનારા, અને મંત્રને જોનારા, શૌનક આદી ઋષીઓ, સંપુર્ણ પુરાણો જાણનારા સુત નામના પુરાણિને નિચેનો પ્રશ્ન કરતા હતા.

व्रतेन तपसा किं वा प्राप्यते वांच्छितं फलम् ॥
तत्सर्वं श्रोतुमिच्छामः कथयस्व महामुने ॥२॥

હે મહામુને! કીયુ વ્રત અથવા તપ કર્યાથી વાં-

છીત ફળ પ્રાપ્ત થાય છે. તે શ્રવણ કરવા ઇચ્છા કરીએ
છીયે; માટે આપ અમને કથન કરો.

॥ सुत उवाच ॥

नारदेनैव संपृष्टो भगवाङ्कमलापतिः ॥
सुरर्षये यथैवाह तच्छृणुध्वं समाहिता· ॥३॥

એવો પ્રશ્ન શ્રવણ કરીને સુત કહેછે, કોઇ કાળના વિષે દેવરૂષિ નારદજીએ શ્રીકૃષ્ણજીને વૈકુઠમાં એવોજ પ્રશ્ન કર્યો હતો તેમા જે શ્રીકૃષ્ણ ભગવાને ઉત્તર આપ્યો તેજ હું તમને કહું છુ તે તમો સાવધાન થઇને સાંભળો. ૩

एकदा नारदो योगी परानुग्रहकांक्षया ॥
पर्यटन् विविधाँल्लोकान्मर्त्यलोकमुपागतः ॥४॥

આ પ્રશ્ન શ્રીભગવાને કરતાં પહેલાં શ્રીનારદ રૂષિ એક વખત મનુષ્યલોકમાં પારકા ઉપર કૃપા કરવી આ હેતુથી આવ્યા. ૪

ततो दृष्ट्वा जनान्सर्वान्नानाक्लेशसमन्वितान् ॥

ननायोनिसमुत्पन्नान्क्लिश्यमानान्स्वकर्मभिः ॥५॥

અને તે પછી મનુષ્ય લોકોમાંના અનેક માણસ નાના પ્રકારના કલેશ અનેક યોનીમાં જન્મ આદી ઘણા પ્રકારનાં દુઃખો ભોગવે છે અને પોતાના કર્મે કરીને કલેશ પામે છે એવુ જોઇને ૫

केनोपायेन चैतेषां दुःखनाशो भवेद् ध्रुवम् ॥
इति संचित्य मनसा विष्णुलोकं गतस्तदा ॥६॥

" કીયા ઉપાય કર્યાથી આ સર્વ મનુષ્યનાં દુઃખ-કલેશ દુર થાય, એવો વિચાર મનમાં લાવી નારદઋષિ ફરતા ફરતા વિષ્ણુલોકમાં ગયા. ૬

तत्र नारायणं देवं शुक्लवर्णं चतुर्भुजम् ॥
शंखचक्रगदापद्मवनमाला विभूषितम् ॥ ७ ॥

વૈકુંઠમાં નારદજી ગયા અને ત્યાં શુકલવર્ણ, ચતુર્ભુજ અને દરેક હાથમાં શંખ, ચક્ર, ગદા પદ્મ ધારણ કરેલાં છે, પગ સુધી લટકનારી અને શોભા આપનારી વનમાલા કંઠમાં છે. ૭

दृष्ट्वा तं देवदेवेशं स्तोतुं समुपचक्रमे ॥

॥ श्री नारद उवाच ॥

नमो वाङ्मनसातीतरूपायानंतशक्तये ॥८॥

એવા સર્વોત્તમ શ્રીનારાયણ દેવ (ભગવાન)ને જોઇ નારદઋષીએ તેમની સ્તુતી વંદના કરવા સારૂ આરંભ કર્યો નારદજી કહે છે વાણી અને મન એથી પણ અતીત એવા અનંત શક્તિરૂપને નમસ્કાર કરૂ છું ૮

आदिमध्यांतहीनाय निर्गुणाय गुणात्मने ॥
सर्वेषामादिभूताय भक्तानामार्तिनाशिने ॥९॥

તમો આદિ મધ્ય અને અંત આ ત્રણ વગર નિરગુણ છતાં ભકતોની પીડા મટાડવાને સગુણ થવાને આપ સર્વથી પહેલા છો અને ભકતોનાં દુઃખ દુર કરોછો.

श्रुत्वा स्तोत्रं ततो विष्णुर्नारदं प्रत्यभाषत ॥
किमर्थमागतोऽसि त्वं किं ते मनसि वर्तते ॥१०॥

આ પ્રમાણે નારદજીએ કરેલી સ્તુતિ સાંભળીને શ્રી ભગવાન વિષ્ણુ નારદજીને કહે છે "હે નારદઋષિ! તમો શો હેતુ મનમાં રાખી અહીં આવ્યા છો." ૧૦

कथयस्व महाभाग तत्सर्वं कथयामि ते ॥

॥ नारद उवाच ॥

मर्त्यलोके जनाः सर्वे नानाक्लेशसमन्विताः ॥
नानायोनीसमुत्पन्नाःपच्यंते पापकर्मभिः ॥११॥

"તમારા મનમાં જે કાંઇ હેતુ હોય તે મને કહો, તેનો ઉત્તર હું તમને કહીશ શ્રી નારદજી બોલ્યા. "હે પ્રભુ! મનુષ્યલોકમાં સર્વ જન અનેક ક્લેશ થકી યુક્ત એવા અનેક યોનિમાં ઉત્પન્ન થઇને પાપ કર્મથી રચી પચી રહેલાં છે." ૧૧

तत्कथं शमयेन्नाथ लघूपायेन तद्वद ॥
श्रोतुमिच्छामि तत्सर्वं कृपास्ति यदि ते मयि॥१२॥

"માટે તે જનોનાં દુઃખ હે પ્રભુ! જે કોઇ સહેજ-શાજ ઉપાયેથકી શાંત થાય એવો ઇલાજ આપની કૃપા મારા ઉપર હોય તો આપની પાસેથી શ્રવણ કર-વાની હું ઇચ્છા રાખુ છું."

॥ श्री भगवानुवाच ॥

साधु पृष्टं वत्स लोकानुग्रकांक्षया ॥
यत्कृत्वा मुच्यते मोहात्तच्छृणुष्व वदामि ते ॥१३॥

એવું નારદજી રૂષીનું ભાષણ સાંભળી શ્રીભગવાન કહે છે, "હે શ્રેષ્ઠ નારદજી! તમે ઘણી સારી વાત

અને પુછી લોકો ઉપર કૃપા કરવી એવી તમારી ઇચ્છા છે. તો જે વ્રત કર્યાથી તમોએ કહેલી બધી પીડા રૂપી મોહમાથી તે લોકો મુક્ત થશે એવા ઉપાય કહું છું સાંભળો. ૧૩

व्रतमस्ति महत्पुण्यं स्वर्गे मर्त्ये च दुर्लभम् ॥
तव स्नेहान्मया वत्स प्रकाशः क्रियतेऽधुना॥१४॥

હે પુત્ર ! ઘણું પુણ્ય આપવાવાળુ મનુષ્યલોકમાં અને સ્વર્ગમાં પણ દુર્લભ એવું વ્રત છે તે તમારી સાથસ્નેહભાવ હોવાથી હમણાં કહું છું ૧૪

सत्यनारायणस्यैवं व्रतं सम्यग्विधानतः ॥
कृत्वा सद्यः सुखं भुक्त्वा परत्र मोक्षमाप्नुयात् ॥१५॥

"સત્યનારાયણ દેવનુ વ્રત ઉત્તમ પ્રકારે અને વિધિયુક્ત કર્યાથી માણસ તત્કાલ સુખ પામશે અને દેહછુટયા પછી પણ પરલોકમા મોક્ષ પામશે." ૧૫

तच्छ्रुत्वा भगवद्वाक्यं नारदो मुनिरब्रवीत् ॥

॥ नारद उवाच ॥

किं फलं किं विधानं च कृतं केनैव तद् व्रतम्॥१६॥

આ પ્રકારનું ઇશ્વરનુ વાક્ય સાંભળીને નારદઋષી પુછે છે કે, "તે વ્રત કર્યાથી શુ ફળ થશે અને તેનુ તેનુ વિધાન કેવું અને પૂર્વે આ વ્રત કોણે કરેલુ!" ૧૬

तत्सर्वं विस्ताद् ब्रूहि कदा कार्यं हि तद् व्रतम् ॥

॥ नारद उवाच ॥

दुःखशोकादिशमनं धनधान्यप्रवर्धनम् ॥१७॥

'વિગેરે સવિસ્તર હકીકત ને વ્રત કયારે કરવું ? તે કહો' એવો નારદજીનો ફરીથી પ્રશ્ન સાંભળીને શ્રી ભગવાન કહે છે"હે નારદજી ! આ સત્યનારાયણનું વૃત દુઃખ શોક વિગેરેને મટાડવાવાળુ અને ધાન્યને વધારવાવાળું એવું ઘણુ જ ઉત્તમ ફળ આપવાવાળુ છે."૧૭

सौभाग्यसंततिकरं सर्वत्र विजयप्रदम् ॥

यस्मिन्कस्मिन्दिनेमर्त्योभक्तिश्रद्धासमन्वितः॥१८॥

આ વૃત સ્ત્રીઓને સંપતી અને સોભાગ્ય પ્રાપ્તી કરવાવાળુ એવું છે; તેમજ પુરૂષોને પણ વિજયવાળુ એવુ છે; ગમે તે દીવશે પુર્ણ શ્રદ્ધાથી. ૧૮

सत्यनारायणं देवं यजेच्चैव निशामुखे ॥

ब्राह्मणैर्बांधवैश्चैव सहितो धर्मतत्परः ॥१९॥

ઉપવાસી રહી ને સત્યનારાયણ દેવનું સાયંકાલની વખતે બ્રાહ્મણ અને પોતાના સગાવહાલા ઇષ્ટમિત્રને બોલાવી પુજન કરવુ. ૧૯

नैवेद्यं भक्तितो दद्यात्सपादं भक्ष्यमुत्तमम् ॥
रंभाफलं घृतं क्षीरं गोधूमस्य च चूर्णकम् ॥२०॥

આ પુજનમાં નૈવેદ્યમાં ઘઉંનો રવો પાંચ ચતુર્થાંશ લઇ તેમાં કેળાં, ઘી, ખાંડ નાંખી સારો શીરો કરવો.૨૦

अभावे शालिचूर्णं वा शर्करा वा गुडं तथा ॥
सपादं सर्वभक्ष्याणि चैकीकृत्य निवेदयेत् ॥२१॥

પુજન કરવાને ઘઉંનો રવો ન મળે તો ચોખાનો લોટ લેવો. ખાંડ ન હોય તો ગોળ લેવો પણ બધી જણસો સવાશેર લેવી. ૨૧

विप्राय दक्षिणा दद्यात्कथां श्रुत्वाजनैः सह ॥
ततश्च बंधुभिः सार्धं विप्रांश्च प्रतिभोजयत् ॥२२॥

પછી પોતાની શક્તી પ્રમાણે બ્રાહ્મણોને દક્ષણા આપવી અને શ્રીસત્યનારાયણ વૃત કથા પોતાનાં સગા-વહાલાં ઇષ્ટમિત્ર સાથે શ્રવણ કરવી તે પછી પોતાના સગાંવહાલાં તથા બ્રાહ્મણો સાથે ભોજન કરવુ. ૨૨

सपादं भक्षयेद्भक्त्या नृत्यगीतादिकं चरेत् ॥
ततश्च स्वगृहं गच्छेत्सत्यनारायणं स्मरन् ॥२३॥

અને ભક્તિએ કરી શ્રી સત્યનારાયણ આગળ નૃત્ય તથા ગાયન કરવું એવી રીતે નદીના તીર ઉપર અથવા દેવાલયમાં એવુ વ્રત કરીને શ્રી સત્યનારાયણ ભગવાનનું સ્મરણ કરતે કરતે પોતાના ગૃહે જવું. ૨૩

एवं कृते मनुष्याणां वांछासिद्धिर्भवेद् ध्रूवम् ॥
विशेषतः कलियुगे लघूप्रायोऽस्ति भूतले ॥२४॥

આ રીતે આ વ્રત ભક્તિથી જે માણસ કરશે તેની મનકામના સિદ્ધ થશે આ ઘણું કરીને કલિયુગમાં અનેક તરેહથી પીડા થકી પીડીત એવા લોકોને આ સહેલા ઉપાયથી આ મોટા દુઃખમાંથી મુક્ત થવા સારૂ ઘણોજ નહાનો આ મનુષ્ય લોકમાં ઇલાજ છે. ૨૪

इति श्रीस्कंदपुराणे रेवाखंडे सत्यनारायण कथायां
प्रथमोऽध्याय ॥१॥

## अध्ययाय २ जो.

॥ सूत उवाच ॥

अथान्त्संप्रवक्ष्यामि कृत्तं येन पुरा द्विज ॥
कश्चित्काशीपरे म्ये ह्या सीद्विप्रोऽतिनिर्धनः ॥१॥

સુતજી કહે છે બીજું એક કહું છું કે પૂર્વે રમણીય એવા કાશીક્ષેત્રના વિષે રહેનારો એક બ્રાહ્મણ અત્યંત નિર્ધન હતો. ૧

क्षुत्तडम्या व्याकुलो भूत्वा नित्यं बाभ्रम भूतले ॥
दुःखितं ब्राह्मणं दृष्ट्वाभगवान्ब्राह्मणप्रियः ॥ २ ॥

તે દરરોજ ભુખે અને તરસે પીડાએલો આકુલવ્યાકુલ થઇ કાશીક્ષેત્રમાં ફરતો. એ અત્યત દુઃખીત બ્રાહ્મણને બ્રાહ્મણ જેને પ્રિય છે એવા શ્રી ભગવાને જોયો. ૨

वृद्धब्रह्मणरूपस्तं पप्रच्छ द्विजमादरात् ॥
किमर्थ भ्रमसे विप्र महीं नित्य सुदुःखितः॥३॥

અને પોતાનું રૂપ બદલી ઘરડા બ્રાહ્મણનું રૂપ લેઇ એ દરિદ્ર બ્રાહ્મણનેપુછે છેકે "હેબ્રાહ્મણ ! અત્યંત દુઃખી

ત એવા જે તું આ પૃથ્વી ઉપર શા શારૂ ફરે છે ? ૩

तत्सर्वं श्रोतु मिच्छामि कथ्यतां द्विजसत्तम ॥

॥ ब्राह्मण उवाच ॥

ब्राह्मणोऽतिदरिद्रोऽहं भिक्षा वैभ्रमे महीम् ॥ ४ ॥

" આ ત્હારૂં વૃત્તાંત સાંભળવા હું ઈચ્છા કરૂં છું માટે હે બ્રાહ્મણ શ્રેષ્ટ ! મને કહે" ત્યારે તે દરિદ્રી બ્રાહ્મણ કહે છે " હું ગરીબ બ્રાહ્મણ અત્યંત દરિદ્રી છું તેથી ભીક્ષા માગવા સારૂ પૃથ્વી ઉપર ફરૂં છું " ૪

उपायं यदि जानासि कृपया कथय प्रभो ॥

॥ वृद्ध ब्राह्मण उवाच ॥

सत्यनारायणो विष्णुर्वांछितार्थफलप्रदः ॥ ५ ॥

હે પ્રભો ભગવાન! જે મ્હારૂ દરિદ્ર દુર થાય એવો કાંઈ ઇલાજ આપ જાણતા હો તો તે કૃપા કરીને મને કહો " એવું દરિદ્રી બ્રાહ્મણનું ભાષણ સાંભળી ઘરડો બ્રાહ્મણ કહે છે કે " હે બ્રાહ્મણ ! સત્યનારાયણ નામના વિષ્ણુદેવ ઇચ્છેલું ફળ કળિયુગના વિષે પુજન કર્યાથી આપનારા એવા પ્રત્યક્ષ છે. ૨

तस्य त्वं पूजनं विप्र कुरुष्व व्रतमुत्तमम् ॥
यत्कृत्वा सर्वदुःखेभ्यो मुक्तो भवति मानवः ॥६॥

શ્રી સત્યનારાયણ કહે છે કે "હે બ્રાહ્મણ તું એ સત્યદેવનુ વૃત અને પુજન સારી રીતે કર કે જે કર્યા થકી માણસ સર્વ દુઃખથી મુક્ત થાય છે." ૬

विधान च वृतस्यापि विप्रायाभाष्य यत्नतः ॥
सत्यनारायणो वृद्धस्तैत्रवां परवीयत ॥७॥

પછી દરિદ્રી બ્રાહ્મણને રૂપ બદલનારા ઘરડા બ્રાહ્મણે વૃતનુ સર્વવિધાન કહ્યુ અને પોતે અંતરધ્યાન થયા ૭

तद्व्रतं संकरिष्यामि यदुक्तं ब्राह्मणेन वै ॥
इति संचिंत्य विप्रोऽसौ रात्रौनिद्रांन लब्धवान् ॥८॥

"એ ઘરડા બ્રાહ્મણે કહેલુ વ્રત હુ કયારે કરીશ એવી ઉત્કંઠાથી એ દરિદ્રી બ્રાહ્મણને તે વખતથી તે આખી રાત્રીમાં ઉંઘ આવી નહીં. ૮

ततः प्रातः समुत्थाय सत्यनारायणव्रतम् ॥
करिष्य इति संकल्प्य भिक्षार्थमगमद्द्विज ॥९॥

પછી બીજે દિવસે સુર્ય ઉદય થયો ત્યારે દરીદ્રી બ્રાહ્મણે "હુ આજ સત્યનારાયણનુ વૃત કરીશ એવો સ કલ્પ કરીને તે હમેશના રીવાજ મુજબ ભીક્ષા માગવા સારૂ ગયો. ૯ "

तस्मिन्नेव दिने विप्रः प्रचुरं द्रव्यमाप्तवान् ॥
नेनव बंधुभि· सार्धं सत्यस्य व्रतमाचरत् ॥ १० ॥

તે દીવસે હમેશના કરતાં એ બ્રાહ્મણને ઘણુ દ્રવ્ય મળ્યુ તે મળતાં વારજ તેજ દીવસે એ દરીદ્રા બ્રાહ્મણે પોતાના સગાં સબધી ઇષ્ટમીત્ર વિગેરેને બોલાવી તે સાથે શ્રી સત્યનારાયણનુ વૃત કર્યું ૧૦

सर्वदुःखविनिर्मुक्तः सर्वसंपत्समन्वितः ॥
बभूव स द्विजश्रेष्ठो व्रतस्य प्रभावतः ॥११॥

એ બ્રાહ્મણે પુર્ણ ભક્તિથી શ્રી સત્યનારાયણનું વૃત તથા પુજન કર્યાથી થોડાજ વખતમાં દરીદ્રી બ્રાહ્મણ દુઃખ થકી મુક્ત થઇને અગણિત સંપત્તિનો માલેક થયો. એવો શ્રી સત્યદેવના વૃત પૂજનનો આ કલી·

યુગના વિષે તાત્કાલિક અનુભવ થયો તથા થશે એટલું ઐશ્વર્ય આ શ્રી સત્યદેવના વ્રતમાં છે. ૧૧

तनःप्रभृति कालं च मासि मासि व्रतं कृतम् ॥
एवं नारायणस्येदं व्रतं कृत्वा द्विजोत्तमः ॥१२॥

એવું જાણીને એ બ્રાહ્મણ હરએક મહિનામાં આવનારી પર્વણીને દિવસે વ્રત અને પૂજા શ્રીસત્યનારાયણ દેવની કરતો પુણ્યથી એ બ્રાહ્મણ સર્વ પાપથી નિર્મુક્ત થઇને અત્યંત દુર્લભ મોક્ષપદના વિષે ગયો. ૧૨

सर्व पापाविनिर्मुक्तो दुर्लभं मोक्षमाप्तवान् ॥
व्रतमस्य यदा विप्र पृथिव्यां संकरिष्यति ॥१३॥

જે વખતે શ્રી સત્યદેવનું વ્રત તથા પૂજન પૃથ્વી ઉપર કરશે તે તેજ વખતે સર્વ દુઃખો થકી મુક્ત થશે. ૧૩

तदैव सर्वदुःख च मनुजस्य विनस्यति ॥
एवं नारायणेनोक्तं नारादाय महात्मने ॥
मया तत्कथितां विप्राः किमन्यत्कथयामि वः ॥१४॥

સુતજી શૌનક આદી ઋષિયોને કહે છે કે "આ

પ્રમાણે શ્રી સત્યનારાયણે એ નારદ રૂષીને કલીયુગના સેહેલા ઉપાયથી વાસના પુરી કરવાવાળું વૃત તથા પૂજન કહ્યું હવે એ શીવાય બીજુ આપ શુ શ્રવણ કરવા ઇચ્છા રાખો છો " ૧૪

॥ ऋषय उचु ॥

तस्माद्विप्राच्छ्रुतं केन पृथिव्यां चरितं मुने॥
तत्सर्वं श्रोतुमिच्छामः श्रद्धास्मदाकं प्रजायते ॥१५॥

એવુ સુતજી પુરાણીનુ ભાષણ સાંભળીને શૌનક આદિ રૂષિઓ કહે છે કે " મુને ! એ બ્રાહ્મણના મુખમાંથી એ ચરિત્ર આ પૃથ્વીમાં કોણે શ્રવણ કર્યુ. વીગેરે સર્વ આ વ્રત વિષે હકીકત સાંભળવાની અમોને ઘણી ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. " ૧૫

॥ सूत उवाच ॥

शृणुध्वं मुनयः सर्वे व्रतं येन कृतं भुवि ॥
एकदा स द्विजवरो यथा विभवविस्तरः ॥१६ ॥

એવુ શૌનક આદી રૂષિઓનું ભાષણ સાંભળી સુતજી કહે છે " હે સર્વ મુનીઓ ! આ વ્રત પૃથ્વી

ઉપર એ પછી કોણે કર્યું એ આપને કહું છું તે સાવધાન થઇને સાંભળો. ૧૬

बंधुभि स्वजनैः सार्धं व्रतं कर्तु समुद्यतः ॥
एतस्मिन्नंतरे काले काष्ठकेता समागमत् ॥१७॥

પ્રથમ એક બ્રાહ્મણ એક દિવસના વિષે પોતાની સંપતી પ્રમાણે પોતાનાં સગાવહાલાં ઇષ્ટમીત્ર સાથે શ્રી સત્યનારાયણ દેવનું વૃત કરવા આરંભ કરે છે એવામાં એક લાકડાનો ભારો બાંધી માથા ઉપર લઇ વેચનારો એ ઠેકાણે આવ્યો. ૧૭

वहिः काष्ठं च संस्थाप्य विप्रस्य गृहमाययौ ॥
तृष्णया पीडीतात्मा च दृष्ट्वा विप्र कृतव्रतम् ॥१८ ॥

તેણે માથા ઉપરનો ભારો દરવાજા બહાર મુકી શ્રી સત્યનારાયણ દેવની પૂજા થતી હતી ત્યાં ગયો અને તે તરસ્યો હતો તો પણ એક ચિત્તથી તેણે બ્રાહ્મણે કરેલુ પૂજન જોયું અને એ વૃતની વીધિ પણ જોઇ ૧૮

प्रणिपत्य द्विजं प्राह किमिदं क्रियते त्वया ॥
कृते किं फलमाप्नोति विस्ताराद्वद मे प्रभो ॥१९॥

અને તે બ્રાહ્મણને ઘણા આદર સત્કારથી નમસ્કાર કરીને બોલ્યો કે " હે બ્રાહ્મણ શ્રેષ્ઠ આ શું કરો છો અને આવુ કર્યાથી શું ફળ થાય છે હે પ્રભુ કૃપા કરીને મને કહો. ૧૯

॥ विप्र उवाच ॥

सत्यनारायणस्येदं व्रतं सर्वेप्सितप्रदम् ॥
तस्य प्रसादान्मे सर्वं धनधान्यादिक महत् ॥२०॥

બ્રાહ્મણ કહે છે કે ' શ્રી સત્યનારાયણ દેવનું સર્વ કામના પુર્ણ કરવાવાળુ એવુ વૃત કરૂ છુ અને મેં આ વ્રત કર્યું તે તે દિવસથી શ્રી સત્યનારાયણ દેવના પ્રસાદે કરીને મને ધન્ય ધાન્ય આદિ મોટી સંપત્તિ મળેલી છે. " ૨૦

तस्मादेतदव्रतं ज्ञात्वा काष्ठकतातिहर्षितः ॥
पिबौ जलं प्रसादं च भूक्त्वा स नगरं ययौ ॥२१॥

આ પ્રમાણે બ્રાહ્મણના મુખમાંથી શ્રી સત્યદેવનું વ્રત લાકડાના ભારાવાળાએ સમજી લઇ અને ઘણુંજ હરખાતો તે બ્રાહ્મણે આપેલો પ્રસાદ ભક્ષણ કરી પાણી પીધું અને પોતાના ગામ વિષે ગયો, ૨૧

सत्यनारायणं देवं मनसा इत्यचिंतयत् ॥
काष्ठं विक्रयतो ग्रामे प्राप्यते चाद्ययद्धनम् ॥२२॥

પછી બીજે દિવસે ભારો વેચવા સારૂ આવતી વખતે સત્યનારાયણ દેવ પાસે ભારાવાળાએ મનમાં સંકલ્પ કર્યો કે આજે આ ભારાની કીંમત શહેરમાંથી મળશે તે ૨૨

तेनैव सत्यदेवस्य कारिष्ये वृतमुत्तमम् ॥
इति संचित्य मनसा काष्ठं कृत्वा तु मस्तके ॥२३॥

બીજા કારણે ન ખરચતાં એ પૈસાથી શ્રી સત્યનારાયણ દેવનુ વ્રત કરીશ એવો નિશ્ચય કરી ભારો માથે મુકી ચાલતો થયો. ૨૩

जगाम नगरे रम्य धनिनां यत्रं संस्थितिः ॥
तद्दिने काष्ठमूल्य च द्विगुणं प्राप्तवानसौ ॥२४॥

તે એક સુંદર નગરમાં કે જ્યાં શેઠ શાહુકાર લોકો રહેતા હતા તે રસ્તામાં આવ્યો ત્યાં એક શેઠે તેને જે રોજ ભારાની કીંમત મળતી હતી તેથી બમણી આપીને ભારો લીધો. ૨૪

ततः प्रसन्नहृदयः सुपक्वं कदलीफलम् ॥
शर्करा घृतदुग्धे च गोधूमस्य च चूर्णकम् ॥२५॥

ભારાવાળાએ બમણી કીંમત મળતાં વારજ ઘણો આનંદ થયો અને પાકેલાં કેળાં, ખાંડ ઘી અને ઘઉંનો રવો વિગેરે પદાર્થ શવાશેરના પ્રમાણમાં લેઇ બીજી પુજાની સામગ્રી વેચાતી લેઇને ઘેર આવ્યો. ૨૫

कृत्वकत्र सपादं च गृहीत्वा स्वगृहं ययौ ॥
ततो बंधूसमाहूय चकार विधिना वृतम् ॥२६॥

અને સગાવાહાલા ઇષ્ટ મિત્ર તથા બ્રાહ્મણને બોલાવી મોટા આરંભથી વિધી પૂર્વક આ વ્રત કર્યું. ૨૬

तदव्रतस्य प्रभावेण धनपुत्रान्वितोऽभवत्॥
इह लोके सुखं भक्त्वा चांते सत्यपुरं ययौ ॥२७॥

સુતજી કહે છે કે પેલો ભારાવાળો એ વ્રત કરવાથી ધનવાન તથા પુત્રવાન થઇને આ લોકમાં સર્વ સુખ ભોગવીને શ્રી સત્યપુર એટલે વૈકુંઠના વીશે ગયો. ૨૭

इति सत्यनारायण कथाया द्वितीयोऽध्याय. ॥२॥

## अध्याय ३ जो.

॥ सुत उवाच ॥

पुनरग्रे प्रवक्ष्यामि शृणुध्वं मुनिसत्तमाः ॥
पुरा चोल्कामुखो नाम नृपश्चासीन्महोपति ॥१॥

સુતજી કહેછે "હે શૌનકાદિ ઋષિઓ ફરી આપને શ્રીનારાણદેવની વ્રત કથાનો બીજો ઇતિહાસ કહું છુ પૂર્વે ઉલકામુખ નામનો રાજા પૃથ્વીનુ પાલન કરનાર હતો.

जितेंद्रियः सत्यवादी ययौ देवालयं प्रति ॥
दिने दिने धनं दत्वा द्विजान्संतोषयत्सुधीः ॥२॥

જીતેંદ્રિય, સત્યવાદી અને દરેક દિવસે મંદિરમાં દર્શને જઇ બ્રાહ્મણોને ઘણુ દ્રવ્ય આપી સંતોષ પમાડતો હતો. ૨

भार्या तस्य प्रमुग्धा च सरोजवदना सतीं ॥
भद्रशीला नदीतीरे सत्यस्य वृतमाचरत् ॥ ३ ॥

એ ઉલકામુખ રાજાની સ્ત્રી નામે પ્રમુગ્ધા ઘણીજ સારા સ્વભાવની કમલમુખી અને સુદર સતી તે પોતાના સ્વામીના સાથે ભદ્રશીલા નામે નદીના તીરે શ્રી સત્યદેવનું વ્રત કરતી હતી, ૩

एतस्मिन्नंतरे तत्र साधुरेकः समागतः ॥
वाणिज्यमार्थं बहुधनैरनेकैः परिपूरितः ॥४॥

એવામાં તે નદીના કાંઠે સાધુ નામે એક વાણીયો ઘણો ધનવાન અને વેપાર અરથે ઘણાં મોતી જવાહીર વિગેરે ધન લેઇને નીકળેલો ૪

नावं संस्थायांप्य ततीरे जगाम नृपतिं प्रति ॥
दृष्ट्वा सव्रतिवं भूपं पप्रच्छ विनयान्वितः ॥ ५ ॥

તેણે તે નદીના કાંઠે પોતાનુ વહાણ લાવી જ્યાં રાણીશ્રી વ્રત કરતાં હતા તેમની પાસે જઇ વિનતી પૂર્વક ઘણી નમ્રતાથી પ્રશ્ન કરવા લાગ્યો ૫

॥ साधु उवाच ॥

कमिंद कुरुषे राजन्भक्तियुक्तेन चेतसा ॥
प्रकाशंकुरु तत्सर्वं श्रोतु मिच्छामि सांप्रतम् ॥६॥

સાધુ પુછેછે "હે મહરાજ ! આ ઘણીજ ભક્તિની સાથે એક ચિત્તે આ વખતે શુ કરો છો ? એ મને કહેશો એવું ઇચ્છુ છુ." ૬

॥ राजोवाच ॥

पूजनं क्रियते साधो विष्णोस्तुलतेजसः ॥
व्रतं च स्वजनैः साध पुत्रद्यावाप्तिकाम्यया ॥७॥

એવા પ્રકારે સાધુ નામે વેપારીનુ ભાષણ સાંભળતાં વાર રાજા ઉલ્કમુખ કહે છે, "હે સાધુ વેપારી શ્રી મહાવિષ્ણુ સત્યદેવ કે જેના મહીમાનો પાર ન આવે એવા તેજસ્વી છે તેમનું પુત્ર તથા ધન ધાન્યસંપત્તિ મળે, એ હેતુથી મારા સગાવહાલા ઇષ્ટમીત્ર સાથે વૃત તથા પૂજન કરૂ છું. ૭

भूपस्य वचनं श्रुत्वा साधुःप्रोवाच सादरम् ॥
सर्वं कथय मे राजन्करिष्येऽहंतदोदितम् ॥८॥

એવુ રાજાનુ ભાષણ સાંભળીને સાધુ સોદાગરે ઘણા આદરથી કહ્યુ કે "આ વૃતનો વિધી મને સવિસ્તર કહો હુ નિશ્ચયથી આપના કહ્યા મુજબ આ વૃત કરીશ. ૮

ममापि संततिर्नास्ति ह्येतस्माज्जायते ध्रुवम् ॥
ततो निवृत्य वाणिज्यात्सानंदी गृहमागतः ॥९॥

જેમ જે મને પણ સંતતિ નથી અને આપના કહ્યા પ્રમાણે આ સત્યદેવનું વૃત કર્યાથી સંતતી થશે માટે હું

વેપાર અર્થે દેશાંતરે ન જતાં ઘેર જાઉં છું" એવું કહી વેપાર અર્થે જવું છોડી હરખથી પોતાના ઘેર આવ્યો.૯

भार्यायै कथितं सर्वं व्रतं संततिदायकम् ॥
तदा व्रतं करिष्यामि यदा मे संततिर्भवेत् ॥१०॥

અને વૃતનો મહીમા પોતાની સ્ત્રીને કહીને નિશ્ચય કર્યો કે જે જ્યારે મને સંતતિ થશે ત્યારે હું આ વ્રત કરીશ. ૧૦

इति लिलावति प्राह पत्नी साधुः सत्तमः ॥

એવુ લીલાવતી નામની પોતાનિ સ્ત્રીની સાથે વાણીઆએ કહ્યું

एकस्मिन्दिवसे तस्य भार्या लिलावति सति ॥
भर्तृयुक्तानंदचिताभवद्धर्मपरायणा ॥
गर्भिणी साभवत्तस्य भार्या सत्यप्रसादतः ॥१२॥

પછી એક દિવસે તેની સ્ત્રી પોતાના ધર્મ પ્રમાણે ચાલનારી એવી પોતાના સ્વામી સાથે હરખાતી રતુ-વાળી થયેલી શ્રી સત્યદેવના પ્રસાદે કરીને ગર્ભવતી થઈ. ૧૧-૧૨

दशमे मासि वै तस्याः कन्यारत्नमजायत ॥
दिने दिने सा ववृधे शुकलपक्षे यथा शशी ॥१३॥

તેને દસમે મહિને રત્ન જેવી એક કન્યા થઇ ને જે પ્રમાણે ચંદ્રમા શુદ પખવાડીયામાં દિવસે દિવસે મોટો થતો જાય તે પ્રમાણે મોટી થતી ૧૩

नाम्ना कलावती चेती तन्नामकरणं कृतम् ॥
ततो लीलावती प्राह स्वामिनं मधुर वचः ॥१४॥
न करौषि कमर्थं वै पुरा संकल्पित व्रतम् ॥

તેનું નામ કલાવતિ એવુ ધર્યું તે પછી સાધુવાણીયાની લીલાવતિ સ્ત્રી પોતાના સ્વામીને મધુર વચ નથી બોલી કે હે પ્રિય સ્વામી ! આપે માનેલુ શ્રીસત્યદેવનું વૃત શા કારણથી કરતા નથી. ૧૪

॥ साधु उवाच ॥

विवाहसमये त्वस्थाः करिष्यामि वृतं प्रिये ॥१५॥

એવું પોતાની સ્ત્રીનુ મધુરભાષણ સાંભળીને સાધુ વાણિયો બોલ્યો હે પ્રિયે ! આ વ્રત આપણે કલાવતિ કન્યાના લગ્ન વખતે કરીશુ ૧૫

इती भार्या समाश्वास्य जगाम नगरं प्रती ॥
ततः कळावती कन्या ववृधे तितृवेस्मनी ॥१६॥

આ પ્રમાણે સાધુ વાણિયાએ પોતાની સ્ત્રીને સમજણ આપીને પોતે બીજા નગર વિષે વેપાર અર્થે ગયો અહીંયાં કલાવતી બાપના ઘેર દિવસે દિવસે મોટી થતી ગઇ. ૧૬

दृष्ट्वा कन्यां ततः साधुर्नगरे सखिभिः सह ॥
मंत्रयित्वा द्रुतं दूतं प्रेषयामास धर्मवित् ॥१७॥

પછી લગ્ન કરવા યોગ્ય થયેલી કન્યાને પોતાની બેનપણીઓ સાથે પોતાના નગરમાં એક દિવસે ધર્મશીલ સાધુવાણીઆએ જોઇને પોતે મુનિમને કન્યાનો વર જોવા સારૂ મોકલ્યો ૧૭

विवाहार्थं च कन्याया वरं श्रेष्ट विचारय ॥
तेनाज्ञप्तश्च दूतोऽसौ कांचनं नगरं ययौ ॥१८॥

અને કહ્યુ કે "જાઓ આપણી કલાવતિ કન્યાને માટે યોગ્ય અને ઉત્તમ વર શોધી લાવો, એવી આજ્ઞા થવાથી તે મુનીમ કાંચન નામના નગરમાં આવી પહોંચ્યો, ૧૮

तस्मादेकं वणिक्पुत्रं समादायागतो हिसः ॥
दृष्ट्वा तु सुंदरं बालं वणिक्पुत्रं गुणान्वितम् ॥१९॥

અને ત્યાંથી એક સુંદર રૂપવાળો વાણિયાનો પુત્ર લેઇને મુનિમ પોતાના નગરમાં આવ્યો ત્યારે તે ગુણવાન અને સુંદર એવો વાણિયાનો પુત્ર તે સાધુ વાણિયાએ જોઇને ૧૯

ज्ञातिभिर्वंधुभिः सार्धं परितुष्टेन चेतसा ॥
दत्तवान्साधुः पुत्राय वधां विविधानतः ॥२०॥

પોતાના બધા નાતવાળાઓને અને સગાવહાલા ઇષ્ટમિત્રને બોલાવીને ઘણા જ હર્ષથી પોતાની કન્યા કલાવતીનુ લગ્ન એ ગુણવાન તથા વાણિયાના પુત્રની સાથે કર્યું. ૨૦

ततो भाग्यवशातेन विस्मृतं व्रतमुतम् ॥
विवाहसमये तस्यास्तेनरुष्टोऽभवत्प्रभुः ॥२१॥

એ સાધુ વાણિયો એ કન્યાના લગ્ન સમયે પણ કર્મના અંતરાયે કરીને શ્રી સત્યદેવનુ વ્રત કરવાનું ભુલી ગયો તેને લીધે શ્રી સત્યનારાયણ દેવ તેના ઉપર ક્રોપાયમાન થયા; ૨૧

ततः कालेन नियतो निजकर्मविशारदः ॥
वाणिज्यार्थं ततः शीघ्रंजामातृसहितो वणिक ॥२२॥

આ વાતને ઘણાએક દિવસ વીતી ગયા પછી પોતાનું કર્મ ભોગવવા સારૂ પોતાના જમાઇને સાથે લઇને વેપાર અર્થે તે વાણીઓ ગયો. ૨૨

रत्नसारपुरे रम्ये गत्वा सिंधुसमीपतः ॥
वाणिज्यमकरोत्साधुर्जामात्रा श्रामता सहः ॥२३॥

તે સિન્ધુ સમુદ્ર નજીક રત્નસાર નામના નગરમાં પોતાના જમાઇની સાથે ભારે વેપાર કરવા લાગ્યો. ૨૩

तौ गतौ नगरे रम्ये चंद्रकतोर्नृपस्य च ॥
एतस्मिन्नेव काके तु सत्यनारायण प्रभुः ॥२४॥

તે પછી ત્યાંથી ચ દ્રકેતુ નામના રાજાના શોભાયમાન શહેરમાં ગયા છે એવામાં ભગવાન શ્રી કૃપાસાગર સત્યનારાયણ પ્રભુ ૨૪

भ्रष्टप्रतिज्ञमालोक्य शापं तस्मै प्रदत्तवान् ॥
दारुणं कठिनं चास्य महत् दुःखं भविष्यति ॥२५॥

સાધુ વાણીઆને જુઠું બોલનારો જાણીને તેને

ખોટું દુઃખ તથા બંધન તિરસ્કાર વિગેરે ઘણા દુઃખ પ્રાપ્ત થાઓ" એવો શ્રાપ દેતા ગયા. ૨૫

एकस्मिन्दिवसे राज्ञो धनमादाय तस्करः ॥
तत्रैव चामतश्चोरो वणिजौ यत्र संस्थितौ ॥२६॥

એટલામાં જ્યાં સાધુ વાણીયો પોતાના જમાઇ સાથે રહેતો હતો ત્યાં તે ગામના રાજાનો ખજાનો ફાડી ધન ચોરી લાવી એક ચોર તેના રહેવાના ઘરમાં સંતાઈ રહ્યો. ૨૬

तत्पश्चाद्धावकन्दाश्च दूतान् भीतेन चेतसा ॥
धनं संस्थाप्य तत्रैव स तु शीघ्रमलक्षितः ॥२७॥

પણ ચોરને પકડવા રાજાના સિપાઈઓ તેમની પાછળ દોડી આવ્યા જોઇ ચોર જ્યાં સસરો અને જમાઇ સુતા હતા ત્યાં ધન નાંખી દેઇ છાનોમાનો ત્યાંથી નાશી ગયો. ૨૭

ततो दूता समायाना यत्रास्ते सज्जनो वणिक् ॥
दृष्ट्वा नृपधनं तत्र बध्वा नीतौ वणिक्सुतौ ॥२८॥

તે પછી સીપાઇઓ જે ઠેકાણે જમાઇ સાથે સાધુ વાણીઓ હતો ત્યાં રાજાનુ ચોરેલુ ધન પડેલું જોઈ સાધુ વાણિયાને કેદ કરી બાંધી લઇ ગયા. ૨૮

हर्षेण धावमानाश्च ऊचुर्नृपसमीपतः ॥
तस्करौ द्वौसमानीतौ विलोक्याज्ञापय प्रभो ॥२९॥

અને ઘણા આનંદથી દોડતા આવી રાજાને વરધી આપી કે "હે મહારાજ! બે ચોરને લાવ્યા છીએ તેમને જોઈ હુકમ કરશો. ૨૯

राज्ञाज्ञप्तास्ततः शीघ्रं दृढं बध्ध्वा तु तावुभौ ॥
स्थापितौ द्वौ महादुर्गे कारागारेऽविवादतः ॥३०॥

એવુ સાંભળી ચોરોને જોઇ વિચાર કર્યા વગર એકદમ કેદ કરવાની શિક્ષા આપતાં વારજ સીપાઇઓ તેમને ખુબ બાંધી મોટા કેદખાનામાં લઇ જઇને પુર્યાં.

मायया सत्यदेवस्य न श्रुतं कैस्तयोर्वचः ॥
अतस्तयोर्धनं राज्ञा गृहीतं चंद्रकेतुना ॥३१॥

આ કામમાં એ ચંદ્રકેતુ રાજાને શ્રીસત્યદેવની માયાથી મોહીત થઇને ચોરીએ ગયેલું ધન તો લીધુ પણ

તેની સાથે અવિચારી સાધુ વાણિયાનું ધન લુટી લીધુ. ૩૧

तच्छापाच्च तयोर्गेहे भार्या चैवाति दुःखिता ॥
चौरेणाप हृतं सर्वंगृहे यच्च स्थितं धनम् ॥३२॥

તેમજ શ્રી સત્યદેવના શાપથી એ સાધુ વાણીયાને પોતાના ગામ પોતાના ઘરમાં મુકેલુ બધું ધન ચોરો લુટી લઇ ગયા તેને લીધે તેની સ્ત્રી પણ ઘણીજ દુઃખી થઇ. ૩૨

आधिव्याधिसमायुक्ता क्षुत्पिपासातिदुःखिता ॥
अन्नचिंतापरा भूत्वा बभ्राम च गृहे गृहे ॥
कलावती तु कन्यापि बभ्राम प्रतिवासरम् ॥३३॥

અને તે સાધુ વાણીયાની સ્ત્રી લીલાવતી ઘણા દુઃખથી અને ઘણી તરશ તથા ભુખથી ઘેર ઘેર ફરવા લાગી તેમજ તેની કન્યા કલાવતી ઘણી નહાની હતી તે પણ દરરોજ ઘેર ઘેર માગી ખાતી. ૩૩

एकस्मिन्दिवसे जाता क्षुधार्ता द्विजमंदिरम् ॥
गत्वा पश्यद्व्रतं तत्र सत्यनारायणस्य च ॥३४॥

એક દિવસે તે કન્યાને ઘણીજ ભુખ લાગ્યાથી આ કુળ વ્યાકુળ થઇને એક બ્રાહ્મણના ઘરમાં ગઇ ત્યાં શ્રી સત્યનારાયણ દેવનુ વ્રત તથા પુજન થતું તેણે જોયુ,૩૪

उपविश्य कथां श्रुत्वा वरं प्रार्थितवत्यपि ॥
प्रसादभक्षणं कृत्वा ययौ रात्रौ गृहं प्रति ॥३५॥

એ વ્રત તથા પુજા જોતાજ ઘણો આનંદ પામીને ત્યાં બેઠી અને શ્રી સત્યનારાયણની કથા સાંભળીને સત્યદેવની પાર્થના કરી કે "મ્હારૂ દુઃખ મટે ને મ્હારો બાપ તથા સ્વામી મને મળે" એવો આશીર્વાદ શ્રી સત્યદેવ પાસે માગી, બ્રાહ્મણે આપેલો પ્રસાદ ખાઇ રોજના કરતાં ઘણી મોડી રાતે પોતાના ઘેર આવી. ૩૫

माता कलावती कन्यां कथयामास प्रेमतः ॥
पुत्रि रात्रौ स्थिता कुत्र किं ते मनसि वर्तते॥३६॥

ને ઘરમાં આવતાંજ તેની મા લીલાવતી કલાવતી નામની કન્યાને પુછે છે કે "પુત્રી! તું આજે આટલી રાત સુધી ક્યાં હતી! ને તારા મનમાં શુ છે! ૩૬

कन्या कलावती प्राह मातरं प्रति सत्वरम् ॥
द्विजालये व्रतं मातर्दृष्टं वांछितसिद्धदम् ॥३७॥

કલાવતી કન્યા પોતાની માને ઉતાવળે કહે છે કે "હે મા! હુ બ્રાહ્મણને ઘેર મનમાં ધારેલુ કામ પાર પડે એવુ વ્રત તથા પુજન અને કથા થતી હતી ત્યાં બેઠી હતી."

तच्छ्रुत्वा कन्यकावाक्यं व्रतं कर्तुं समुद्यता ॥
वसा मुदा वणिग्भार्या सत्यनारायणस्यच ॥३८॥

એવું કન્યાનું બોલવુ સાંભળીને સાધુ વાણિયાની સ્ત્રી લીલાવતી શ્રી સત્યદેવનુ પુજન કરવા સારૂ તત્પર થઇ. ૩૮

व्रतं चक्रे स साध्वी बंधुभिः स्वजनःसह ॥
भर्तृजामातरौ क्षिप्रमागच्छेतां स्वमाश्रमम् ॥३९॥

ને એ મહાસતી વાણિયાની સ્ત્રી પોતાના સગાવાલા ભાઇભાંડુ સાથે શ્રીસત્યદેવનું વ્રત કરવા લાગી અને "પોતાના સ્વામી તથા જમાઇ પોતાને ઘેર જલદી આવે" એ હેતુ મનમાં ધરી પુજન કરવા લાગી. ૩૯

अपराधं च मे भर्तृजांमातु क्षंतुमर्हसि ॥
व्रतेनानेन तुष्टोऽस सत्यनारायणःपुनः ॥४०॥

એ પુજન કરતી વખતે સત્યદેવની પાસે વારેઘડી એવો વર માગતી હતી કે "હે સત્યનારાયણ પ્રભો! મારા સ્વામિ તથા જમાઇના અપરાધ ક્ષમા કરવાને આપજ યોગ્ય છો" એવી તે લીલાવતી સાધુ વાણિયાની સ્ત્રી પ્રાર્થના કરતી હતી તેથી કરીને એ વ્રત તથા પુજનથી ભગવાન શ્રી સત્યનારાયણ પ્રભુ સંતોષ પામ્યા. ૪૦

दर्शयामास स्वप्नं हि चंद्रकेतु नृपोत्तम् ॥
वंदिनौ मोचय प्रतिर्वणिजौ नृपसत्तत ॥४१॥

અને માયારૂપી ભગવાન સત્યદેવે ચંદ્રકેતુ નામનો રત્નપુરનો રાજા કે જેણે લીલાવતિના સ્વામિ તથા જમાઇને બંદીખાનામાં મુકયા હતા તેને સ્વપ્નામાં આવી આજ્ઞા કરી કે "હે રાજા ! તુ નિરઅપરાધી બે વાણીયાને બંદીખાનેથી છોડી મુક. ૪૧

देयं धनं तत्सर्व गृहीतं यत्त्वयाधुना ॥
नोचेत्त्वां नाशयिष्यामि सराज्यधनपुत्रकम् ॥४२॥

અને તેમનું જે સઘળું ધન તે હરણ કરી લીધેલું છે તે સઘળું તેમને પાછું આપીને તેમનો આદર–સત્કાર કરીને વિદાય કર–નહિ તો તારાં ધન ધાન્ય, રાજ પાટ, સ્ત્રી, પુત્રસહીત તારા કુળનો નાશ કરીશ. ૪૨

एवमाभाष्य राजानं ध्यानगम्योऽभवत्प्रभुः ॥
ततःप्रभातसमये राजा च स्वजनः सह ॥४३॥
उपविष्य सभामध्ये प्राह स्वप्नं जनं प्रति ॥
बद्धा महाजनौ शीघ्रं मोचयध्वं वणिक्सुतौ ॥४४॥

એ પ્રમાણે રાજાને સ્વપ્નમાં જણાવીને ભગવાન શ્રી સત્યનારાયણ અંતરધ્યાન થયા. ત્યાર પછી રાજાએ પ્રાતઃકાળે સભામાં સિંહાસન ઉપર બેસી સર્વ કચેરીને સ્વપ્ન કહ્યું ને સિપાઇઓને આજ્ઞા કરી કે "બંદીખાનામાં જે હમણાં વાણીયાના પુત્રને કેદખાને રાખ્યા છે તેમને છોડી મુકો ૪૩–૪૪

इति राज्ञो वचः श्रुत्वा मोचयित्वा महाजनौ ॥
समानीय नृपयाग्रे प्राहुस्ते विनयान्विताः ॥४५॥

એવી રાજાની આજ્ઞા થતાં જ સિપાઇઓએ બેઉ

જણાઓને બંદીખાનેથી છોડી રાજાની સભામાં લઈ આવ્યા. ૪૫

आनीतौ द्वौ वणिक्पुत्रौ मुक्ता निगडबंधनात् ॥
ततो महाजनौ नत्वा चंद्रकेतुर्भयविह्वलौ ॥

ત્યાં એ બેઉ બંદીખાનેથી છુટેલા વાણિયાના પુત્ર રાજાને ઘણીજ નમ્રતાથી નમસ્કાર કરતા હતા ૪૬

स्मरंतौ पूर्ववृत्तांतं नोचतुर्भयविह्वलौ ॥
राजा वणिक्सुतौ वीक्ष्य वचः प्रोवाच सादरम् ॥

અને પોતાનો પૂર્વનો હેવાલ મનમાં લાવી ભયભીત થઇ કંઇ પણ બોલ્યા નહિ. એવા ઘણાજ ગરીબ વાણિયાના પુત્રને જોઇ રાજા ચંદ્રકેતુએ ઘણાજ આદરભાવથી પ્રધાન વગેરે મંડળીને આજ્ઞા કરી કે ૪૭

दैवात्प्राप्तं महद् दुःखमिदानीं नास्ति व भयम् ॥
तदा निगडसंत्यागं क्षौरकर्माद्यकारयत् ॥४८॥

"આ બે વાણિયાના પુત્રોએ આજ સુધી કર્મના અંતરાયે કરીને મોટું દુઃખ ભોગવ્યું હવે પછી એમને કંઇ પણ ભય નથી" એવી આજ્ઞા થતાંજ પગની બેડીઓ તોડી હજામત કરાવી. ૪૮

वस्त्रालंकारकं दत्वा परितोष्य नृपश्च तौ ॥
पुरस्कृत्य वणिकपुत्रो वचसातोषयद्भृषम् ॥

વસ્ત્ર અને ઘરેણાં વગેરે પહેરાવી સતોષિત કર્યાં અને એ બેઉ જણને પોતાની પાસે બેસારી સારૂ ભાષણ તેમની સાથે કરી ઘણોજ સતોષ પમાડયો. ૪૯

पुरा नीतं तु तद् द्रव्यं द्विगुणीकृत्य दत्तवान् ॥
प्रोवाच ता ततो राजा गच्छसाधो निजाश्रमम् ॥

અને એ બેઉનુ પ્રથમ જેટલુ ધન હરણ કર્યું હતુ, તેથી બમણુ તેમને આપ્યુ અને ચદ્રકેતુ રાજા કહેવા લાગ્યો કે "હે જમાઇ સાથે વાણિયા ભાઇ? હવે તમો પોતાના ઘેર જાઓ ', ૫૦

राजानं प्रणिपत्याह गंतव्यं त्वत्प्रसादतः ॥५१॥

આ પ્રમાણે રાજાને। હુકમ થતાં તરત રાજાને સાધુવાણીયો વંદન કરીને બેલ્યો કે "હવે હું આપના આશીર્વાદથી મારે ઘેર જઇશ." ૫૧

इति सत्यनारायणव्रतकथाया तृतीयोऽध्याय. ॥ ३ ॥

---

# अध्याय ४ थो.

॥ सूत उवाच ॥

यात्रां तु कृतवान्साधुर्मंगलायनपूर्विकाम् ॥
ब्राह्मणेभ्यो धनं दत्वा तदा तु नगरं ययौ ॥१॥

સૂતજી કહેછેઃ—આ પ્રમાણે સાધુવાણીયાએ મંડળયુક્ત યાત્રા કરીને રાજા પાસેથી મળેલ ધનમાંથી થોડુંક બ્રાહ્મણોને વહેંચી આપીને પોતાના નગર વિષે આવવા સારૂ નીકળ્યો ૧

कियद् दूरे गते साधौ सत्यनारायणः प्रभुः ॥
जिज्ञासां कृतवान्साधो किमस्ति तव नौस्थितम् ॥

વળેક દુર સાધુવાણીયાનું વહાણ દરીયામાં જઇ એક ઠેકાણે લંગર કરેલું એવું જોઇ ભગવાન શ્રીસત્યનારાયણ પ્રભુએ સાધુવાણીયાને તારા વહાણમાં શું છે' એ પુછવાની ઇચ્છા થઇ.

ततोमहाजना मत्ता हेलया च प्रहस्य वै ॥
कथंपृच्छसि भो दंडिन्मुद्रां नेतुं किमिच्छसि ॥२॥

અને પરબ્રહ્મ ભગવાન શ્રીસત્યનારાણદેવ સન્યાસિ બાવાનું રૂપ લેઇ જે ઠેકાણે સાધુવાણીયાએ વહાણ લગર કયુ હતું ત્યાં આવિ એ બેઉ જણાને પૂછયું કે " તમારા વહાણમાં શું છે! " એ સન્યાસિ બાવાનો પ્રશ્ન સાંભળિને આ બ ધીખાનેથિ હમણાંજ છુટેલો મસ્તવાણિયાનો પુત્ર સન્યાસી બાવાનિ મસ્કરી કરીને કહેવા લાગ્યો કે " હે સન્યાસી બાવા ! આપ અમારા રૂપીઆ લેઇ જવા ઇચ્છોછો કે શુ ! "

लतापत्रादिकं चव वर्तते तरणो मम ॥
निष्ठुरं च वचः श्रुत्वा सत्यं भवतु ते वचः ॥४॥

આવી રીતે પ્રથમ તેની મસ્કરી કરી કહે છે કે " મારા વહાણમાં વેલા અથવા પાંદડાં વગેરે ભરેલાં છે " એવુ તેમનુ કઠોર ભાષણ સાંભળી ભગવાન શ્રી સત્યદેવે કહ્યું કે " તારૂ વચન સત્ય હોજો. " ૪

एकमुक्त्वा गतः शीघ्रं दंडी तस्य समीपतः ॥
कियद्दूरे ततो गत्वा स्थितः सिंधुसमीपतः ॥५॥

આ પ્રમાણે ભાષણ કરી તે આવેલા સન્યાસી સાધુ વાણિયાથી આઘે જઇ દરિયાના કિનારેજ ઉભા રહ્યા. ૫

गते दंडिनि साधुश्च कृतनित्यक्रियस्तदा ॥
उत्थितांतरणीं दृष्ट्वा विस्मयं परमं ययौ ॥६॥

સન્યાસી બાવો ગયો એવું જોઇને સાધુવાણીયો પોતાનુ ખાવુ પીવુ વિગેરે નિત્ય કૃત્ય કરી રહી જુવે છે તો વહાણ પાણી ઉપર તરવા લાગ્યુ આ ચમત્કાર જોઇને સાધુ વાણીયો ઘણોજ વિસ્મિત થયો ૬

दृष्ट्वा लतादिकं चैव मूर्छितो न्यपतद्भुवि ॥
लब्धसंज्ञो वणिक्पुत्रस्ततश्चिंतान्वितोऽभवत् ॥७॥

અને વહાણમાં જુવે છે તો બધાં વેલા તથા પાંદડાં જોયાં તે જોઇને એકદમ શોકથી ભોંય ઉપર પડયો ને તે પછી ઘણીકવારે શુદ્ધિ ઉપર આવ્યો અનેચિંતા કરવા લાગ્યો. ૭

तदा तु दुहितुः कांतो वचनं चेदमब्रवीत् ॥
किमर्थं क्रियते शोकः शापो दत्तश्च दंडिना ॥८॥

એટલામાં તેનો જમાઇ એવુ બોલ્યો કે " તમો શા માટે ફીકર કરો છો તમોને હમણાંજ આવેલા સન્યાસી સાધુએ શાપ આપ્યો. ૮

शक्यते तेन सर्वं हि कर्तुं चात्र न संशयः ॥
अतस्तच्छरणं यामो वांछितार्थो भविष्यति ॥९॥

અને તેના બોલવાથી આ પ્રમાણે થયું એમાં કાંઈ પણ સંદેહ નથી એ માટે આપણે તેમને શરણે જઈએ એટલે આપણું ધારેલું કામ થશે ૯

जामातुर्वचनं श्रुत्वा तत्सकाशं गतस्तदा ॥
दृष्ट्वा च दंडिनं भक्त्या नत्वा प्रोवाच सादरम् ॥१०॥

એવું જમાઈનું બોલવું સાંભળીને સાધુવાણીઓ એ સન્યાસી પ્રત્યે આદરસત્કારથી બોલે છે કે. ૧૦

क्षमस्व चापराधं मे यदुक्तं तव सन्निधौ ॥
एवं पुनः पुनर्नत्वा महाशोकाकुलोऽभवत् ॥११॥

"હે મુનિશ્વર ! મારા અપરાધની ક્ષમા કરો" એવું બોલી ઘણો આકુળવ્યાકુળ થયો ૧૧

प्रोवाच वचनं दंडी विलपंतं विलोक्य च ॥
मा रोदीः शृणु मद्वाक्यं मम पूजाबहिर्मुख: ॥१२॥

॥ सूत उवाच ॥

એવુ જોઇને તે યતિશ્વર સન્યાસી કહે છે "અરે હે વાણિયા! તું રોમા, તુ મારી પૂજાથી બહિર્મુખ થયો.૧૨

ममाज्ञया च दुर्बुद्धे लब्धं दुःखं मुहुर्मुहु ॥
तच्छ्रुत्वा भगवद्वाक्यं स्तुतिं कर्तु समुद्यतः ॥१३॥

અને હે દુષ્ટ બુદ્ધિવાળા! તને મારી આજ્ઞાથીજ ઘણાં દુઃખો ભોગવવાં પડયા' એવું પરબ્રહ્મ ભગવાનનું વાકય સાંભળીને સાધુવાણીયો શ્રીસત્યદેવની વિનતી કરવા લાગ્યો ૧૩

॥ साधु उवाच ॥

त्वन्मायामोहिता सर्वे ब्रह्माद्यास्त्रिदिवौकसः ॥
न जानंति गुणान्रूपं तवाश्चर्यमिदं प्रभो ॥१४॥

સાધુવાણિયો કહે છે "હે દેવ! આપની માયાથી બ્રહ્માદિ સર્વ દેવ મોહિત થાય છે અને એ દેવ છતાં પણ હે પ્રભુ આપના રૂપના ગુણ આદિ વૈભવને જાણતા નથી એ મોટુ આશ્ચર્ય જેવુ છે.

मुढोऽहं त्वां कथं जाने मोहितस्तव मायया ॥
प्रसीद पूजयिष्यामि यथाविभवविस्तरै ॥१५॥

હુ તો એક પામર માણસ અને તારૂં મારૂં એવી માયા ને જાણનારો છુ આપને કયાંથી જાણુ એવો હું અજ્ઞાન

તે માટે મારા ઉપર પ્રસન્ન થાઓ પછી હું આપની મારી સંપત્તિની વઠાઇ પ્રમાણે વિધિ વિધાનથી પુજા કરીશ. ૧૫

पुरा चित्तं च तत्सर्वं देहिं मां शरणागतम् ॥
श्रुत्वा भक्तियुतं वाक्यं परीतुष्टो जनार्दनः ॥१६॥

હુ મારા વહાણુમાં ધન વિગેરે છતાં કપટ ભાવથી ખોટુ બોલ્યો માટે હે ઇશ્વર ! તે થકી મારૂ રક્ષણ કરનાર આપ સમર્થ છો " એવુ ભક્તિભાવનુ સાધુવાણિયાનું વચન સાંભળીને ભગવાન શ્રીસત્યદેવ સંતોષ પામ્યા અને એ સાધુ વાણિયાને તેને મનવાંચ્છિત ફળ આપી અંતર્ધ્યાન થયા. ૧૬

वरं च वांछितं दत्वा तत्रवांतर्दधे हरी ॥
ततो नावं समारुह्य दृष्ट्वावित्तप्रपूरिताम् ॥१७॥

એટલામાં સાધુવાણિઓ જુવે છે તો પોતાનું વહાણ પ્રથમ પ્રમાણે ધનથી ભરેલુ છે. ૧૭

कृपया सत्यदेमस्य सफलं वांछितं मम ॥
इत्युक्त्वा स्वजनैः साधुपूजां कृत्वा यथाविधि॥१८॥

આવુ આશ્ચર્ય જોતાંજ સાધુવાણિયો કહે છે" શ્રીસત્યદેવના પ્રસાદ થકી મારૂ ઇચ્છિત પુર્ણ થયુ એવુ"

બોલી ત્યાં જે તેનાં સગાંવ્હાલાં હતાં તે સાથે યથાવિધિ શ્રીસત્યદેવનુ પુજન કરયુ.

**हर्षेण चाभवतपूर्णः सत्यदेवप्रसादतः ॥**
**नावं संयोज्य यत्नेन स्वदेशगमनं कृतम् ॥१९॥**

તેપછી એ સાધુવાણિયો સત્યદેવનીકૃપાથી સુખીથયો અને વહાણ તૈયાર કરાવી પોતાને દેશ જવાસારૂ નીકળ્યો.

**साधुर्जामातरं प्राह पश्य रत्नपुरीं मम ॥**
**दूतं च प्रेषयामास निजवित्तस्य रक्षकम् ॥२०॥**

વહાણમાં બેઠેલા જમાઇને સસરો કહે છે કે "હે જમાઇ રાજ ! મારી રત્નપુરી નગરી દેખાય છે તે જુવો " એવું કહીને પોતાના ધનનું રક્ષણ કરનારા સિપાઇને પોતાના ઘેર પોતે આવ્યાનુ વર્તમાન કહેવા સારૂ મોકલ્યો

**दूतोऽसौ नगरं गत्वा साधुभार्यां विलोक्य च ॥**
**प्रोवोचे वांछितं वाक्यं नत्व बद्धांजलिस्तदा॥२१॥**

એ વહાણમાથી ઉતરેલા સિપાઇએ રત્નપુર નગરમાં જઇ સાધુ વાણિયાને ઘેર સાધુવાણિયાની સ્રીને જોઇને તેની આગળ હાથ જોડયા તે વખતે સ્રી પોતાના સ્વામી તથા જમાઇ આવવાની ઇચ્છા કરતી હતી. ૨૧

**निकटे नगरस्यव जामात्रा माहतो वणिक् ॥**

आंगतो बंधुवर्गैश्च वित्तेश्च बहुभिर्युतः ॥ २२ ॥

તે સમયે એ સિપાઇએ કહ્યું કે ' આપના નગરની સમીપમાં જમાઇ તથા બધુવર્ગ સાથે તમારા સ્વામિ ઘણુ ધન કમાઈને આવ્યા છે.' ૨૨

श्रुत्वा दूतमुखाद्वाक्यं महाहर्षवती सती ॥
सत्यपूजां कुरुष्वेती प्रोवाच तनुजां प्रती ॥२३॥

એ સિપાઇ ા મોંનુ બોલવુ સાભળીને એ સતી વાણિયાની સ્ત્રી ઘણિજ હર્ષ વાળી થઇ અને શ્રીસત્ય દેવનુ તેજ વખતે પુજન કરી પોતાની કન્યાને કહેવા લાગી કે "તું સત્યનારાયણની પૂજા કર અને ૨૩

व्रजामि शीघ्रमागच्छ साधुसदर्शनाय च ॥
इती मातृवचः श्रुत्वा व्रतं कृत्वा समाप्य चा ॥२४॥

હે મહારી વહાલી કન્યા હુ સ્વામિના દર્શન માટે પ્રથમ જાઉં છુ. તૂ તારા બાપના દર્શન કરવા આવ' એવું માનુ વચન સાભળીને કલાવતી કન્યાએ સત્યનારાયણના વ્રતની સમાપ્તિ કરી ૨૪

प्रसादं च परित्यज्य गता सापी पती प्रती ॥
तेन रुष्टः सत्यदेवो भर्तारं तरणि तथा ॥ २५ ॥

અને પ્રસાદ લીધા વગર પોતાના સ્વામીનુ દર્શન

કરવા તત્પર થઇને ગઇ. એ અપમાનને કરીને શ્રી સત્ય-દેવ તેના ઉપર કોપાયમાન થયા અને તેના સ્વામિ જે વહાણમાં હતો તથા જે બધુ ધન હતુ તેજ વહાણ જ-માઇ અને ધન સાથે. ૨૫

संह्लत्य च धनैः सार्धं जले तत्रावमज्जयत् ॥

ततः कलावती कन्या न विलोक्यनिजं पतिम् ॥२६॥

દરિયામાં અદ્રશ્ય થઈ ગયુ તે પછી ઘણીજ જલદીથી આવેલી કલાવતી કન્યાએ પોતાના સ્વામિને દીઠો નહિ

शोकेन महता तत्र रुदतो चापतद्भुवी ॥

दृष्ट्वातथाविधां नावं कन्यां च बहुदुःखिताम् ॥२७॥

તે ઉતરથી તેને એટલુ તે દુઃખ અને ક્ષોભ થયો કે જેમ પવનથી કેળનુ ઝાડ એકદમ ભોંય ઉપર પડે છે. એમ એકાએક રોતીરોતી ભોંય ઉપર પડી. આ પ્રમાણે વહાણનો તથા કન્યાનો હેવાલ જોઇ ૨૭

भीतंन मनसा साधुः किमाश्चर्यमिदं ह्यभूत ॥

चिंत्यमानाश्च ते सर्वे बभूवुस्तरिवाहकाः ॥ २८ ॥

ગભરાઈ ગયેલા મનનો સાધુવાણિયો કહે છે કે આ શું આશ્ચર્ય છે, તેમ વહાણવાળા પણ ગભરાઇ ગયા.૨૮

ततो लीलावती कन्यां दृष्ट्वा सा वीह्लाभवेत् ॥

वीललापतीदुःखेन भर्तारं चेदमब्रवीत् ॥ २९ ॥

પછી લીલાવતી પોતાની કન્યાને ભયભીત થયેલી જોઇ, ઘણાજ વિલાપ કરી પોતાના સ્વામિને કહે છે. ૩૯

इदानीं नौकया सार्धं कथं सोऽभूदलक्षितः ॥
न जाने कस्य देवस्य हेलया चैव सा हृता ॥३०॥

" જોતાજોતામાં વહાણોમાં આપણો જમાઇ વહાણ સાથે અદ્રસ્ય થઇ ગયો એમાં કાંઇ પણ કારણ છે અથવા કોઇ દેવનો અપરાધ થવાથી એ દેવે એ વહાણ હરણરૂપ અદ્રસ્ય કર્યું હોય! ૩૦

सत्यदेवस्य माहात्म्यं ज्ञातुं वा केन शक्यते ॥
इत्युक्त्वा वीलालपैव ततश्च स्वजनैः सह ॥ ३१ ॥

અથવા શ્રીસત્યદેવનું મહાત્મ્ય જાણવાને કોણ શક્તિમાન છે' એવુ કહિને ઘણા લોકોને મળીને ઘણો શોક કરી રડવા લાગી ૩૧

ततो लीलावती कन्यां क्रोडे कृत्वा रुरोद ह ॥
तत कलावती कन्या नष्टे स्वामीनी दुखीता॥३२॥

અને પછી પોતાની કન્યા કલાવતિને ખોળે બેસાડી ઘણા વખત સુધી દુઃખથી રડવા લાગી, તે જોઇ કલાવતિએ પોતાનો સ્વામિ મરી ગયો છે, એવું ધારિને

गृहीत्वा पादुके तस्यानुगंतुं च मनो दधे ॥
कन्याश्चरीतं दृष्ट्वा सभार्यः सज्जनो वणीक् ॥३३॥

પોતાના સ્વામિનિ પાદુકાયો લેઈ તે સાથે પોતે સતિ થવાને તૈયાર થઇ. એમ કન્યા કલાવતિનો પોતાના સ્વામિની પાદુકાઓ સાથે બળી મરવાનો નિશ્ચય જોઇ સ્ત્રી સાથે સાધુવાણિયો. ૩૩

अतीशोकेन संतप्तश्चिंतयामास धर्मवीत् ॥
हृतं वा सत्यदेवेम भ्रांतोऽहं सत्यमायया ॥३४॥

ઘણા શોકથી ત્રાસ પામેલા એવો ધર્મ-વિચારશિ ચિન્તા કરીને બોલે છે શુ ? શ્રીસત્યદેવે તો એનુ હ. રણ કર્યું નહિ હોય અને એમનિ માયાથિ મોહિત થઇને તો વ્રત હુ જાણતો નથી. ૩૪

सत्यपूजां करीष्यामी यथावीभववीस्तरैः ॥
इती सर्वान्समाहुय कथायित्वा मनोरथम् ॥ ३५ ॥

તો કામને વાસ્તે ઘણુજ ધન ખરચીને એ શ્રી સત્યદેવનુ વૃત કરીશ એવુ બધા જણને પાસે બોલાવિ પોતાનો મનોરથ કહ્યો. ૩૫

नत्वा च दंडवद्भूमौ सत्यदेवं पुनः पुनः ॥
ततस्तुष्टः सत्यदेवो दीनानां परिपालकः ॥३६॥

અને શ્રી સત્યદેવને વારે વડીયે દંડવત નમસ્કાર કરવા લાગ્યો ત્યારે શ્રીસત્યદેવ જે દીનજનોને પાળવાને સમશેર ફેરવનારા છે તે સંતુષ્ટ થયા. ૩૬

जगाद वचनं व्योम्नी कृपया भक्तवत्सलः ॥
त्यक्त्वा प्रसादं ते कन्यापतिं द्रष्टुं ते ममागता॥३७॥

આકાશમાંથિ ગંભીર વાણિથી સાધુવાણીયાને ભક્તવત્સભગવાન કૃપાથીં કહેવા લાગ્યા કે અરેહે સાધુવાણિયા ! તારી કન્યા મારૂ પુજન કરીને પ્રસાદખાધાવગર પોતાના સ્વામિને જોવાને મોહથિ ઉતાવળથકી આવી.

अतोऽदृष्टोऽभवतस्याः कन्यकायाःपतीध्रुवम् ॥
गृहं गत्वा प्रसादं च भुक्त्वा सायति चत्पुनः ॥३८॥

આ કારણથી તેનો સ્વામિ આ સમુદ્રમાં અદ્રશ્ય થયો છે એમાં કાંઇ સંદેહ નથી તે માટે જો એ ઘેર જઈ પ્રસાદ ખાઇ પાછી આવશે. ૩૮

लब्धभर्त्री सुता साधो भवीष्यती न संशयः ॥
कन्यका तादृशं वाक्यं श्रुत्वा गगनमंडलात् ॥३९॥

તો આ તારી કન્યા તેના સ્વામિને જોશે એમાં લગારે પણ તુ સદેહ માનિશ નહીં'. ૩૯

क्षिप्र तदा गृहं गत्वा प्रसाद च बुभोज सा ॥

सा पश्चात्पुनरागत्य ददर्शन सजनं प्रतिम् ॥४०॥

એવા અશરીર આકાશમાંનાં વાક્યો સાંભળતાંવાર જ કલાવતી જલદીથી પોતાને ઘેર જઇ, પ્રસાદ ખાઇ પાછી આવતાં સ્વામી તેને નજરે પડયો. ૪૦

ततः कलावती कन्या जगाद पितरं प्रति ॥
इदानिं च गृहं याहि विलंब कुरुषे कथम् ॥ ४१ ॥

તે પછી એ કલાવતી કન્યા પોતાના બાપને કહે છે કે "હે તાત ! હવે જલદી આપ ઘેર પધારો શા માટે વિલંબ કરો છો. ૪૧

तछ्रुत्वा कन्यकावाक्यं संतुष्टोऽभूद्वणिक्सुतः ॥
पूजनं सत्यदेवस्य कृत्वा तत्र विधानतः ॥४२॥

એવુ કન્યાનું મધુર ભાષણ સાંભળીને સાધુવાણિઓ આનંદ પામ્યો અને પછી વિધિવિધાનથી શ્રી-સત્યદેવનું પુજન કર્યું ૪૨

धनैर्बंधुगणैः सार्धं जगाम निजमंदिराम् ॥
पौर्णमास्यां च संक्रांतौ कृत्वान्सत्यपूजनम् ॥ ४३ ॥

અને ઘણુ ધન અને પોતાના સગાવહાલાં ઇષ્ટમીત્ર સાથે પોતાને ઘેર આવ્યો અને તે પછી દરેક પુનમે સુર્ય

સંક્રાંતિના દિવસે શ્રીસત્યદેવનુ પુજન કરતો હતો ૪૩

इह लोके सुखं भुक्त्वा चांते सत्यपुरं ययौ ॥४४॥

તે થકી એ સાધુવાણીઓ આ મનુષ્યલોકમાંના સર્વ સુખ ભોગવી અને મરણ પછી શ્રીસત્ય પુરના વિશે ગયો ૪૪

इति सत्यनारायणव्रतकथाया चतुर्थोऽध्याय ॥४॥

## अध्याय ५ मो.

॥ सुत उवाच ॥

अथान्यच्च प्रवक्ष्यामिशृणुध्वं मुनिसत्तमाः ॥

आसीत्तुंगध्वजो राजा प्रजापालनतत्पर. ॥ १ ॥

સુતજી કહેછે કે હે મુનીશ્રેષ્ટજી શ્રીસત્યદેવ વિશે એથી પણ બીજો એક ઇતિહાસ કહુ છુ તે સાંભળો પૂર્વે અંગધ્વજ નામનો રાજા પ્રજાનુ પાલન કરવાને તત્પર એવો હતો

प्रसादं सत्यदेवस्य त्यक्त्वा दुःखमवाप सः ॥

एकदा स वनं गत्वा हत्वा बहुविधाशशून ॥ २ ॥

એ રાજાએ શ્રીસત્યદેવનો પ્રસાદ છાંડયો આ દોષથી ઘણો જ દુખ પામ્યો તે એવુ કે એક દીવસે રાજા હરણનો શીકાર કરવા વનમા જઇ ઘણા પશુને મારિ ૩

आगत्य वटमुलं च दृष्ट्वा सत्यस्य पूजनम् ॥

गोपाः कुर्वंति संतुष्टा भक्तियुक्ताः सबांधवाः ॥३॥

એક વડના ઝાડ નજીક આવ્યો અને સત્યદેવનુ પુજન થતુ તેણે જોયુ આ પુજન ગોપગણ એટલે ગોવાળયા સર્વે પોતાના ભાઇબંધો સાથે ભક્તીથી કરતા હતા.

राजा दृष्ट्वा तु दर्पेण न गत्वा तं ननाम सः ॥
ततो गोपगणाः सर्वे प्रसादं नृपसन्निधौ ॥ ४ ॥

તે જોઇને પણ રાજા તેમની પાસે ગયો નહિ તેમ દુરથી તેણે નમ્રતાથી નમસ્કાર કર્યો નહિ, તો પણ એ ગોપગણોએ પુજા કર્યા પછી પ્રસાદ રાજાની પાસે મૂકયો.

संस्थाप्य पुनरागत्य भुक्त्वा सर्वे यथेप्सितम् ॥
ततः प्रसादं संत्यज्य राजा दुःखमवाप सः ॥ ५ ॥

બધા પાછા આવ્યા અને પ્રસાદ ખાઇ પરમ આનંદમાં રહ્યા. આણીગમ રાજાએ પ્રસાદ ન લેતાં ત્યાંજ રહેવા દિધેલો, એ કારણથી એ ઘણુજ દુઃખ પામ્યો.

तस्य पुत्रशतं नष्टं धनधान्यादिकं च यत् ॥
सत्यदेवेन तत्सर्वं नाशितं मम निश्चितम् ॥ ६ ॥

તેના સો પુત્રો મરી ગયા ધન- ધાન્ય ઇત્યાદી જે કાંઇ હતુ તે બધુ જતું રહ્યુ ત્યારે તે રાજાને મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, મારૂ આ સર્વ શ્રી સત્યદેવેજ નિશ્ચય હરણ કર્યુ છે. ૬.

अतस्तत्रव गच्छामि यत्र देवस्य पूजनम् ॥
ममसा तु विनिश्चत्य ययौ गोपालसंनिधौ ॥७॥

આ માટે હવે જ્યાંસત્યદેવનુ પુજન હશે ત્યાં હુ જઇશ, એવુ મનમાં લાવીને રાજાગોપગણપાસે આવ્યો

ततोऽसौ सत्यदेवस्य पूजां गोपगणै· शह ॥
भक्तिश्रद्धान्वितो भूत्वा चकार विधिना वृत' ॥८॥

અને ભક્તિથી એ ગોપગણ સાથે શ્રીસત્યદેવનું પુજન કરવા લાગ્યો ૮

सत्यदेवप्रशादेन धनपुत्रान्वितोऽमवेत् ॥
इह लोके सुखं भुक्त्वा चांते सत्यपुरं ययौ ॥ ९ ॥

તે પછી શ્રી સત્યદેવના પ્રસાદથી એ રાજા ધન તથા પુત્રવાન થયો અને તે રાજા મનુષ્યલોકમાં સર્વ સુખ ભોગવીને અંતે સત્યપુરના વિષે ગયો ૯

य इद कुरुते सत्यव्रतं परमदुर्लभम् ॥
शृणोति च कथां पुण्यां भक्तियुक्त· फलप्रदाम् ॥१०॥

આવુ ઘણુ દુર્લભ શ્રીસત્યનારાયણનુ વ્રત છે, તેને જે કોઇ સ્વીકારે છે અથવા જે કોઇ ભક્તિપુર્વક

પુણ્ય અને ફળ આપનાર આવી આ શ્રી સત્યનારાયણ-
ની કથા સાંભળે છે. ૧૦

धनधान्यादिकं तस्य भवेत्सत्यप्रसादतः ॥
दरिद्रो लभते वित्तं बद्धो मुच्येतः बंधनात् ॥११॥

તેને ભગવાન શ્રી સત્યદેવના પ્રસાદથી ધન સંપત્તિ પ્રાપ્ત થાય છે દરિદ્ર હોય તેને ધન લાભ થાય છે. બંધીખાને પડયો હોય તો તેથી મુકત થાય છે. ૧૧

भीतो भयात्प्रमुच्येत सत्यमेव न संशयः ॥
ईप्सितं च फलं भुक्त्वा चांते सत्यपुरं व्रजत् ॥१२॥

જેને ભય પ્રાપ્ત થયુ હોય તોતે ભય થકી મુકત થાય છે એમાં કાંઇ પણ સદેહ નથી શ્રી સત્યદેવનુ વ્રત કરનાર માણસ આ લોકના વિષે સર્વે સુખ ભોગવીને અંતે સત્યપુર એટલે વૈકુંઠના વિષે જાય છે, ૧૨

इति वः कथितं विप्राः सत्यनारायणव्रतम् ॥
यत्कृत्वा सर्वदुःखेभ्यो मुक्तो भवति मानवः ॥१३॥

સુતજી કહે છે, હે શૌનક આદિ ઋષીઓ ! આ પ્રમાણે આ સત્યનારાયણનુ વ્રત કર્યા થકી માણસ સર્વ દુઃખથી મુકત થાય છે. ૧૩

विशेषतःकलियुगे सत्यपूजा फलप्रदा ॥
कश्चित्कालं वदिष्यंति सत्यमीशं तमेव च ॥ १४ ॥

તેમાં મુખ્યત્વે કરીને આ ઘોરકલિયુગમાં ફળ આપ નાર આ શ્રી સત્યનારાયણને (સત્યઇશ) એવું કહે છે

सत्यनारायणं केचित्सत्यदेवं तथापरे ॥
नानारूपधरो भूत्वा सर्वेषामीप्सितप्रद ॥ १५ ॥

કોઇ સત્ય નારાયણ કહે છે, કોઇ સત્યદેવ કહે છે શ્રી સત્યદેવ ભગવાન અનેક રૂપે ભક્તોનાં ઇચ્છિ પૂર્ણ કરે છે ૧૫

भविष्यति कलौ सप्त्यव्रतरूपो सनातन·
य इदं पढते नित्यं शृणोति मुनिसत्तमाः ॥
सत्यं नश्यंति पापानि सत्यदेवप्रसादतः ॥ १६ ॥

આ સત્યનારાયણ વ્રત કથાનો જે કોઇ નિત્યપ્ યા શ્રવણ કરે તો તેના શ્રી સત્યદેવના પ્રસાદથી સ પાપો જતાં રહે છે ૧૬

इति सत्यनारायण कथाया पंचमोऽध्याय ॥५॥

श्रीसत्यनारायणार्पणमस्तु ॥ शुभं भवतु ॥



# સત્યનારાણની આરતી.

જય કમળા સ્વામી જય કમળા સ્વામી;
સત્યનારાયણ સ્વામી (૨) ત્રિભુ વર બહુ નામિ. જય
ભિન્ન ભિન્ન રૂપ ધરેલ, ભક્તો ભય હરવા, પ્રભુ૦
તપ પ્રપર્યો પ્રભુ તત્ર, (૨) જગનુ જય કરવા. જય૦
સુંદર રૂપ સ્વરૂપ, પ્રભુ અમને પ્યારૂં, પ્રભુ૦
દર્શન કરવા નિત્યે (૨) મન દોડે મારૂ. જય૦
ગાયે ગુણ અપાર શુક શૌનક આની, પ્રભુ૦
મહિમા મહિમા મોટા, (૨) સેવે બ્રહ્માદી. જય
રૂડાસન પર દેવ, શોભો સુખરાશિ, પ્રભુ૦
શ્રાદ્ધ સર્વની કરવા, (૨) તત્પર અવિનાશી જય.
આ કળીકાળે આપ, છો પ્રત્યક્ષ સદા, પ્રભુ૦
કરે દીનને દર્શન દઇ, (૨) કરવા સુખ સદા, જય
અતાનદનુ કાર્ય, પ્રેમ પુર્ણ કર્યું, પ્રભુ૦
દાન સપની સવળી દઇ (૨) વિનનુ કાર્ય સર્યું. જય
ય ઠીયારાના નાથ, કોડે કષ્ટ હર્યાં. પ્રભુ૦
દુઃખ દરિદ્ર હઠાવી, (૨) ભીલના ભાગ્ય ફર્યાં જય.
પ્રભુ૦ઉલ્કામુખ મહિપતિની લજ તને રાખી, પ્રભુ૦
સ્વભદ્રશીલાને ભાવે,(૨) સ્નેહ સાંકળ નાખી. જય.

સાધુ વણીક શ્રીપુર, તેને બહુ તાર્યો. પ્રભુ૦
શુલ ભયકર તેની; (૨) તેથી નવ ફાવ્યો, જય.
કળાવતિનાં કષ્ટ ધ્યાન દઇ પ્રીતે; પ્રભુ૦
લીલાવતીને ભાવે; (૨) સહાય થયા નિત્યે. જય.
ગોપમ ડળી ઘેર. અંગધ્વજ આવ્યો પ્રભુ૦
પ્રસાદ પડતો મેલ્યો (૨) હરીએ લઇ તાર્યો; જય
શત પુત્રોનો નાશ થયો અનાદરથી પ્રભુ૦
પ્રસાદ જવ લીધો તવ (૨) શુભ થયુ શ્રીવરથી જય
અનેક એવા ભકત તાર્યા ભાવ થકી પ્રભુ૦
અમને પણ અર્પોને (૨) સત્યદેવા સુમતિ. જય
સર્વ શકિત સર્વેશ દશ દિશ રહી જામી પ્રભુ૦
જગ ધામી ભયનામી (૨) જરી નહિ ખામી, જય
અધર્મ ઉધારણ નાથ; કારણ નિષ્કામી, પ્રભુ૦
ખલદામી સહુ ઠામી (૨) મતિ ગતી નવ પામી જય
પ્રેમ થકી જે ભકત, સત્યનારાયણ સેવે. પ્રભુ૦
શ્રી આયુષ્ય કીર્તિ સુત, (૨) જગપતિ સુખ દેવે જય.
કથા શ્રવણ કરી, ભકત આ આરતી ગાશે પ્રભુ૦
કૈક જન્મના પાપો (૨) પ્રલે તો થાશે. જય.
સરણાંગત શ્રીદેવ સત્યનારાયણજી૦ પ્રભુ૦
છગનલાલ ગાયે છે, (૨) ભકિત ભાવ સજી. જય.

---

| | |
|---|---|
| સતી તારામતી , ૦-૧૦-૦ | નળ દમયતી સચીત્ર ૦-૧૦-૦ |
| કોણ ચાલાક ? ૦-૧૦-૦ | પચીકરણ ગુજરાતી ૧-૮-૦ |
| સદેવત સાવળીગા સચિત્ર ૦-૧૦-૦ | શુદ્ધ કાવ્ય દોહન ૧ થી ૫ ભાગ ડી ૧-૮-૦ |
| ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦-૮-૦ | છેલની વારતા ૦-૧૨-૦ |
| મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦-૧૨-૦ | સત સમાજ ભજનાવલી સચીત્ર ડી ૧-૮-૦ |
| વિજયા વિજય સચીત્ર ૦-૧૦-૦ | બત્રીસ પુતળી મોટુ પાકુ પુંઠુ ડી ૩-૦-૦ |
| સુદામાજી સચીત્ર ૦-૧૦-૦ | 'શોભના" સચીત્ર ૦-૬-૦ |
| ધ્યાની દેવી સચીત્ર ડી ૦-૬-૦ | રણછોડ લીલા ભાગ ૧-૨ દરેકના સચીત્ર ૦-૬-૦ |

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમા અમોએ સારા, સસ્તા ને સચિત્ર પુસ્તકો બહાર પાડયા છે નવા નવા સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતા જાય છે આપ આપનુ નામ નોધાવશો તો છપાતા નવા પુસ્તકો જણાવતા રહીશુ

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારા સારા સસ્તા ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુકી મુડીમા ઘણો સારો નફો મેળવી શકશો

ઉપરના તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનુ સ્થળ —

# બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

(વાંચો) સચિત્ર નરસીંહ મહેતો ભાગ ૧-૨ દરેકના ૦-૧૦-૦



બુકસેલર રણછોડલાલ મોતીલાલ-અમદાવાદ.

આ બુક સુર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં મુળચંદ ત્રીકમલાલે છાપી
નાગુપ ટંકશાળ—અમદાવાદ